# જૈન દયા

પ્રકાશક :
શ્રી જૈન શ્વેતાંબર તેરાપંથી સભા
૧૫૬, ક્રોસ સ્ટ્રીટ, કલકત્તા ત્રીજે માળે.

છપાવનાર :
શા. કસ્તુરચંદજી સુરજમલજી ચોધરી
બરનગર ( માળવા )

મુદ્રક : નટવરલાલ વીમાવાળા
'ગાંડીવ' મુદ્રણાલય હવાડિયો ચકલો, સુરત.

# શુદ્ધિ પત્ર

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૧ | જીવન | જીવ |
| ૧૭ | ૧૦ | શ્રાવડ | શ્રાવક |
| ,, | ૧૫ | નહી અહી | નહી |
| ૨૮ | ૧૪ | ધમંઓ | ધર્મીઓ |
| ૩૨ | ૧૬ | ભોગવી ભોગવી | ભોગવી |
| ૩૫ | ૭ | સી સર્જન | શ્રી માટે સર્જન |
| ,, | ૧૪ | ળકને | બાળકને |
| ૪૬ | ૧૨ | શ્રી નદર્શન | શ્રી જૈન દર્શન |
| ,, | ૧૪ | જન | જૈન |

## જીવન સરખાજ છે

સીધચક્ર તા. ૧૧-૭-૩૪ પાનુ ૪૪૧

જૈનધર્મ તો સાફ રીતે કહે છે કે વનસ્પતિમાંનો કે પાણીમાંનો, અગ્નીનો કે વાયુનો, મનુષ્યનો કે પશુનો હરેક જીવ જીવની દષ્ટિીએ સરખા જ છે અને હરેકને સુખદુઃખની લાગણીઓ થાય છે.

## અહીંસા

જૈન પ્રવચન વર્ષ ૪ થું અંક ૮ મો પાનું ૮૮ અમીરઝરણા, ૮૦૦ અહીંસા પરમો ધર્મ કહેનાર શ્રી જીનેશ્વર દેવના શાશનમાં અહીંસાની પુષ્ટી કરનાર શિવાય બીજી એક પણ વાત નહી નીકળે.

## અભયદાન

જૈન પ્રવચન સં. ૧૯૯૦ પોશ સુદ ૮ તા. ૨૪-૧૨-૧૯૩૩ પાનુ. ૩૫૭

મન વચન, કાયા આ ત્રણે યોગોથી હીંસા ન કરવી

તેનું નામ અભયદાન છે આ અભયદાન શ્રેષ્ટ છે.

જૈન પ્રવચન તા. ૧૦-૬-૩૪ પાનું. ૩૦

બે ઘડી સામાયિકમાં બેસનાર પ્રાણીમાત્રને અભય આપે છે.

## દાન

જૈન પ્રવચન તા. ૩૧-૧૨-૧૯૩૩ પા. ૩૭૦

શીલવ્રતથી રહીત કુપાત્રો ને જે દાન દે છે તે રૂધીર (લોહી)થી ખરડાયેલા વસ્ત્રને રૂધીરથી ધોવાનૂં કાર્ય કરે છે અને સર્પને પાયેલું દુધ પણ જેમ વીષ પણાને પામે છે. તેમ કુપાત્રમાં આપેલું સુદર પણ દાન અશુદ્ધ ફળ આપનાર થાય છે વળી જેમ ગાયને ખવડાવેલું ઘાશ પણ દુધપણાને પામે છે તેમ સુપાત્રમાં આપેલુ તુચ્છ દાન નીશ્ચયથી શુભ ફળ આપનારૂ છે.

## સાધુ

જૈન પ્રવચન વર્ષ ૧લુ અંક ૩૩ મો શં. ૧૯૮૬ મહા સુદ ૪ રવી તા. ૨-૨-૩૦ પાનુ ૩૮૧ આત્મહીતની સાધના કરે તે સાધુ દુનીયાના સઘળા સંયોગ તજી કેવળ મોક્ષની સાધનામાં રહે, એનેજ નમસ્કાર કર્યા છે સામાન્ય ને ત્યાં સ્થાન નથી જૈન પ્રવચન વર્ષ ૪થુ અંક ૫મો પાનુ ૫૮ તા. ૧૦-૭-૩૨ ગુરૂ તેજ છે કે જે એ આધિ, વ્યાધિ, ઉપાધી રૂપ સંસારનો ત્યાગ કરી બીજાને તેનો ત્યાગ કરવા સમજાવે છે.

જૈન પ્રવચન તા. ૧૫-૪-૧૯૩૪ પાનુ- ૫૧૧ અમીઝરણા ભોગમાં રહેલા અને ભોગને સારા માનનારો ધર્મી નથી તેમ ભોગને સારો કહેનારો ધર્મગુરૂ નથી.

જૈન પ્રવચન તા. ૨૩-૧૨-૩૪ પાનુ ૩૪૯ સાધુથી ફંડ ઊઘરાવાયજ નહીં જૈન પ્રવચન ૨૬-૩-૩૯ પાનુ ૩૦૩ ૩૦૪.

## સાધુ

સાધુ ભગવન્તો સદાય મનોગુપ્તી વચન ગુપ્તી અને કાય ગુપ્તીથી ગુપ્ત રહે છે પ્રાણી માત્રના હીતૈષી ઇર્યા સમીતી આદી પાંચે સમીતીઓના પાલનમાં ખુબજ ઊધુકત હોય છે પ્રાણુાતીપાત વીરમણાદી છએ વ્રતો પાલન પોતાના જીવની માંફક કરવામાં સદા સજ્જ રહે છે.

પ્રાણુાતી પાતાદિ વીરમણુના પરીણામ રૂપ વીશુદ્ધ ચારીત્ર ધરનારા સમીતી ગુપ્તી આદિ પાલન કરનારા સાધુ ભગવન્તો પંચમપદે પુજય છે

## સાધુ

જૈન પ્રવચન તા. ૨૩-૪-૧૯૩૯ વર્ષ ૧૦ અંક ૨૮ મો

હીસા, અસત્ય, ચોરી, મૈથુન-અબ્રહ્મચય અને પરીગ્રહ આ પાંચે પાપ છે આ પાંચેનો જીવનમાંથી સર્વથા ત્યાગ કરે, અન્યને એ પાંચેનો ત્યાગ કરવાનો જ

ઉપદેશ આપે અને જેઓ પાંચેનો ત્યાગ કરે તેઓને જ સારા માને તેનામાંજ સાચું મુનીપણું ટકી શકે છે.

## સંઘ

જૈન પ્રવચન વર્ષ ૪ અંક ૨૬ પાનું ૩૧૨ ૧૦૯૦, વીતરાગના સંઘનો અર્થનો એક જ છે કે મુક્તીનો અર્થી

સીધચક્ર તા. ૩–૪–૧૯૩૫ પાનુ ૨૮૭

જ્ઞાન દર્શન અને ચારીત્રના ગુણથી શોભતા એવા સાધુઓનો બધો સમુદાય તે સંઘ કહેવાય.

## સાવધ નીરવધ

જૈન પ્રવચન વર્ષ. ૧લુ અંક ૮મો તા ૪–૮–૧૯૨૯ અશાડ વદ ૧૪ રવીવાર પાનુ. ૧૨

સાવધ એટલે પાપવાળા અને નીરવધ એટલે પાપ વગરના પાપ વગર જેટલા પરીવર્તન થાય તેટલા શીરશાવંદ, પાપ વગરના પરિવર્નતનમાં જીનેશ્વરની આજ્ઞાનો અમલ જ છે અહીં પરીવર્ત્તનનો વારોધ નથી વીરોધ પાપનો છે પાપનો વીરોધ તો ધર્મી માત્રને હોવો જોઇયે

જૈન પ્રવચન તા. ૨૨–૬–૨૯ પાનુ ૧૫૨

સર્વ સાવધ નહી, માત્ર બે ઘડી પર્યંતના સાવધના ત્યાગવાળો સામાયિકમાં રહેલો દેશવીરતી શ્રાવક પણ દુનીયાદારીની વાત પણ ન કરે, પૈશા મુકવાનુ, પાણીનો લોટો ભરવાનુ, મહેમાન માટે ગાદી પાથરવાનુ ન કહે.

જૈન પ્રવચન તા. ૧૯-૩-૩૯ પાનુ. ૨૯૧.

## સાચો પરોપકાર

સાચો પરોપકાર સ્વોપકારથી ભીન્ન નથી પાનુ. ૨૯૨.

મોક્ષનુ દાન એ જ મોટામાં મોટો અને સાચામાં સાચો પરોપકાર છે એથી વીપરીત દાન એ વસ્તુતઃ પરોપકાર જ નથી.

જૈન પ્રવચન સં. ૧૯૮૯ આશો વદ ૫ પાનુ. ૨૪૩

ભુતોને અભય આપનારો છે એજ સાચો દાતા છે.

## ધર્મસંબંધી માન્યતા

સીધચક્ર સમાધાન કાર શ્રીમદ સાગરાનંદ સુરીશ્વરજી મહારાજ તા. ૧-૧-૧૯૩૮ પાનુ ટાઇટલ ૩જુ વર્ષ ૬ અંક ૬-૭

તત્ત્વ દ્રષ્ટીએ લોકિક અને લોકોત્તરધમોની વચ્ચે આકાશ અને પાતાળ જેટલું આંતરૂં છે.

લોકીક અને લોકોત્તર દ્રષ્ટિની દેવગુરૂ ધર્મ સંબંધીની માન્યતામાં આકાશ અને પાતાલ જેટલું આંતરૂં છે.

## ડુબી ગયા ડુબે છે અને ડુબશે

જૈન પ્રવચન તા. ૨૫-:-૧૯૨૯ પાનુ ૧૦

જયારે એજ દ્વાદશાંગીને પામીને પુર્વે અનંતા આત્મા ડુબી ગયા વર્તમાનમાં સંખ્યા બંધ ડુબે છે અને ભવીષ્યમાં અનંતા ડુબશે.

## શ્રાવક પરીગ્રહી

જૈન પ્રવચન વર્ષ ૧ લું અંક ૯ મો તા. ૧૧-૮-૧૯૨૯ રવીવાર શ્રાવણ સુદ ૭ પાનું ૭૪૩

ચોસઠ પહોરનો પોષો કરનાર ગૃહસ્થ પણ આઠ દીવસનું મીલ્કતનું ભાડું વ્યાજ ખાય કે મૂકી દે? પોષધમાં શ્રાવક ગમે એવો અપરીગ્રહી છતાં પરીગ્રહી ચાલુ આવે, આઠે દહાડાની કારવાઇ કહીને આવે, નવમે દહાડે જાય ત્યારે પુછે.

## ધર્મ

જૈન પ્રવચન વર્ષ ૪ અંક ૬ શંવત ૧૯૮૮ અશાડ સુદ ૧૫ તા. ૧૭-૭-૧૯૩૨ પા. ૭૦

ધર્મ તેજ છે કે જે ક્રીયાઓ દુનીયાની આધી વ્યાધી. ઉપાધીનો નાશ કરવા સમર્થ થાય.

જૈન પ્રવચન તા. ૩૧ ૭-૧૯૩૨ શં ૧૯૮૮ અશાડ વદ ૧૩ વર્ષ ૪થુ અંક ૮મો પોત પોતાના કર્મના યોગે પ્રાણીઓ આ સંસાર રૂપ ભયંકર અટ-વીમાં અથડાયા કરે છે એમાંથી બચાવવા માટે અનંત ઉપકારી શ્રીજીનેશ્વર દેવોએ ફરમાવેલા **ધર્મ શીવાય** કોઇપણુ સમર્થ નથી જૈન પ્રવચન તા. ૨૩-૬-૩૫ પાનુ ૪૧ નીતી ખાતર પૈસાનો ત્યાગ એ ધર્મ ઇચ્છિતનો ત્યાગ એ ધર્મ

જૈન પ્રવચન તા. ૩૦-૬-૧૯૩૫ પાનુ. ૫૬ ખાવાનો

ત્યાગ કરવો એ ધર્મ રસોઇ ખાવી એ ધર્મ નહી.

## ધર્મ

જૈન પ્રવચન તા. ૧૧–૧–૩૧ પાનુ ૩૮૧ તપ ને ધર્મ કહ્યો ખાવુ એને ધર્મ ન કહુયો.

જૈન પ્રવચન તા. ૧૪–૭–૧૯૨૯ પાનુ ૧

લક્ષ્મી મેળવવી, વીષયભોગ કરવો અને ખાવુ પીવુ એ કંઇ ધર્મ નથી.

જૈન પ્રવચન તા. ૨૧–૭–૧૯૨૯ પાનું ૫ અનાદી કાલથી વળગેલા પૌદગલીક સંયોગોને મુકીએ એ ધર્મ પુરૂ મુકીએ તો પુરો ધર્મ, અને અધુરૂ મુકીએ તે અધુરો ધર્મ મુકાય તે ધર્મ

સીધચક્ર તા. ૧૪–૧૧–૧૯૩૬ પાનુ ૪૦ સંવર નીર્જરા એજ ધર્મ.

## દેવ ગુરૂ ધર્મ

જૈન પ્રવચન વર્ષ ૪ થું અંક ૭ મો

મોક્ષ માર્ગના સ્થાપક તે દેવ મોક્ષ માર્ગના બતાવનાર તે ગુરૂ અને જેનાથી મોક્ષ માર્ગ ખીલે જેનાથી એ માર્ગની સાધના થાય તે ધર્મ વળી તમારા ઘરની ચીંતા કરે તે ગુરૂ નહી ગોર

## પાંચ મહાવ્રત

જૈન પ્રવચન તા. ૨૦–૩–૧૯૩૨ રવીવાર પાનું ૪૮૭

૧ કોઇપણ પ્રાણી નાનો કે મોટો હાલતો ચાલતો કે સ્થીર એટલે કે પૃથ્વી કાય વીગેરે છએ કાયમાં અર્થાત જેમાં જેમાં શ્રી જીનેશ્વર દેવોએ જીવો ફરમાવ્યા છે તેવા કોઇપણ જીવની મન વચન અને કાયાથી હીંસા નહી કરવાની, નહી કરાવવાની, અને કરનારની અનુમોદના નહી કરવાની પ્રતીજ્ઞા તે પ્રથમ મહાવ્રત છે.

૨ ક્રોધ, માન, માયા, લોભ અને હાસ્યથી ત્રીવીધે ત્રીવીધે અસત્ય નહિ સેવવા રૂપ બીજુ મહાવ્રત છે.

૩ કોઇની નાનામાં નાની પણ વસ્તુ માલીકની આજ્ઞા વિના મન, વચન, કાયાથી ન લેવાની, નહી લેવરાવવાની, અને લેતાને સારો નહી માનવાની પ્રતીજ્ઞા તેનું નામ ત્રીજુ મહાવ્રત છે.

૪ અબ્રહ્મના સેવનનો ત્રીવીધે ત્રીવીધે ત્યાગ એનું નામ ચોથું મહાવ્રત.

૫ નવે પ્રકારના પરીગ્રહનો ત્રીવીધે ત્રીવીધે ત્યાગ તે પાંચમું મહાવ્રત.

૬ જાવજીવ સુધી રાત્રીના અશન પાણુ, ખાદીમ, અને સ્વાદીમ રૂપ કલ્પી શકે તેવી ચીજ પણ ત્રીવીધે પોતે ન ખાવાની, અન્યને ન ખવરાવવાની ને ખાતાને અનુમોદના ન આપવાની પ્રતીજ્ઞા રૂપ છઠું વ્રત છે.

## મહાવ્રત

એક ભાગે પાંચ મહાવ્રત ભાગે જૈન પ્રવચન વર્ણ

૩ જો અંક. ૪૪ રવીવાર તા. ૧૪-૪-૧૯૩૨ પાનુ. ૫૨૨.

એક મહાવ્રતનો ભાંગનાર પાંચે મહાવ્રતનો ભાગનાર થાય મહાવ્રતો ભાંગવાથી સાધુ આ લોકમાં નિધબને અને પરલોકમાં નરકાદીકનો અધીકારી થાય શ્રી દશ વૈકાલીક નામના આગમ સુત્રમા પા. ૧૩૨માં ગૃહસ્થોની વૈયાવચ્ચ કરવી તે સાધુઓ માટે અનાચાર છે તેજ સુત્રના પા. ૩૭૫-૭૬માં ગાથા ૭ અને ૮મીમાં અને ૬૬૨-૬૬૩ પાને ૧૩મી ગાથાએ બધાની ટીકા, દીપીકા, અવચુરી વીગેરેમાં આ વાત છે.

પા. ૫૨૧ પંચાંગી એટલે મુળ આગમ ૨, નીર્યુકતી ૩, ભાષ્ય ૪, ટીકા, દીપીકા અવચુરી ૫, ચુર્ણી એ પંચાગી કહેવાય છે.

પંચાગી એક મતભેદ ૮૪ ગચ્છી ચોર્યાશી પજુશણુ શંવત્સરા. ૪.સં. ૧૯૯૫

## દયા

જૈન પ્રવચન તા. ૨૭-૯-૩૬ પાનુ ૧૯૪ શ્રી નેમનાથ ભગવાન જાણુતા હતા કે આજેજ એના માથા ઉપર અંગારાની સગડી સળગવાની છે પણ સાથે એ પણ જાણુતા હતા કે એનાજ પરીણામે કેવળ જ્ઞાન પામી મુકિતએ જવાના છે એમની દયા તે હતી જ્યારે દુનીયાની જુદી છે.

જૈન પ્રવચન તા. ૧૩-૩-૩૮

ભુખ્યાની દયા આવે તે દ્રવ્ય દયા, પાપીની દયા આવે તે ભાવદયા છે.

જૈન પ્રવચન તા. ૧-૧-૩૯ પાનું ૨૨

આત્માનું હીત હણુાય એવા માર્ગે કોઇને જોડવો એ દયા નથી.

## દ્રવ્યદયા

સીધચક્ર તા. ૩૦-૬-૧૯૩૫ પાનુ ૪૩૧ ૧૧૨૪

અન્ય જીવ સંબંધી કર્મથી આવી પડેલા દુઃખો દેખીને તે દુઃખો ટાળવાનું મન થાય તે તાળવા પ્રયત્નો થાય અને તે દુઃખો સર્વથી દુર કરાય તે દ્રવ્યદયા.

જૈન પ્રવચન તા. ૧૯-૩-૩૯ પા. ૨૯૧

## અનુકંપા

પોતાના આત્મા ઉપર અનુકંપા પ્રગટયા વીના બીજાના આત્મા ઉપર સાચી અનુકંપા પ્રગટવીએ શકય જ નથી.

## દયા

જૈન પ્રવચન તા. ૧૭-૧૧-૧૯૨૯ પાનુ ૨૪૬

આત્માના દયાળુ બનો, કે તરત બીજાની વાસ્તવીક દયા આવશે.

જૈન પ્રવચન તા. ૧૫-૧૨-૧૯૨૯ રવીવાર પાનુ

 

૨૯૫ કરૂણા બે જાતની ૧ દ્રવ્ય કરૂણા ને ૨ ભાવ કરૂણા દુઃખીના દુઃખ દુર કરવાની ભાવના તે દ્રવ્ય કરૂણા અને ધર્મ હીન પ્રત્યે ઊન્માર્ગે ચાલનાર પ્રત્યે વિષય કષાયના માર્ગે પાપના માર્ગે ચાલનાર પ્રત્યે દયા તે **ભાવ કરૂણા** જૈન પ્રવચન વર્ષ ૪થુ અંક ૫મો તા. ૧૦-૭-૧૯૩૨ રવી પાનુ ૫૦ કોઇ સંબંધી, સ્નેહી, પોતાનો પરીચયમાં આવનાર, પોતાની નજરે પડનાર પાપથી કેમ બચે એ ભાવના તે **પરદયા.**

જૈન પ્રવચન તા. ૨૦-૧૧-૩૪ પાનુ ૨૮૩ સઘળા જીવો સંસારથી મુકત થઇ જાવ એ ભાવનામાં કરૂણા ભારોભાર ભરેલી છે જૈન પ્રવચન ૧૩-૧-૩૫ પાનુ ૩૮૩.

એકની દયા કરશો ને બીજાથી નહી કરો સાચી દયા વૃત્તિમાં પક્ષપાત ન હોય.

જૈન પ્રવચન તા. ૧૯-૩-૩૯ પાનુ. ૨૯૪

### ભાવ દયા

શ્રી તીર્થંકર એ તારકોના આત્માઓમાં એવી ઉત્કૃષ્ટ કોટીની ભાવ દયા પ્રગટે છે કે જેવી ઉત્કૃષ્ટ કોટીની ભાવ દયા બીજા કોઇપણ આત્મામાં કદી પણ પ્રગટી શકતી નથી.

પાનુ ૨૯૮ જૈન પ્રવચન તા. ૨૬-૩-૩૯

એ પુરૂષોત્તમો આ વીશ્વના પશુપ્રાયઃ પ્રાણીઓના રક્ષક હોવાથી **મહાગોવાળ** છે. "મત્સ્ય-ગલાગલ"

ન્યાયે પરસ્પર અનેક પ્રકારે હણાઇ રહેલા આત્માઓ માટે આ પુરૂષોત્તમ શુદ્ધ દયાધર્મના પરમ પ્રચારક હોવાથી મહા માહણ છે. દુસ્તર સંસાર સાગરમાં ડુબી રહેલા પ્રાણીઓને સંયમરૂપ જહાજ દ્વારા તારનારા હોવાથી એ મહા તારકોને મહા નીર્યામક કહેવા અને અજ્ઞાનાદીના યોગે સંસાર રૂપ ભયંકર અટવીમાં અનાદીથી અટવાઇ રહેલા અજ્ઞાન આત્માઓને જ્ઞાન ચક્ષુનું અર્પણ કરવા દ્વારા મહા સાર્થવાહ કહેવા.

**ભાવ દયા**

સીધચક્ર તા. ૧૩-૨-૩૪ પાનું ૨૨૧ ભાવદયા રીબાતા પ્રાણીઓના દુઃખના કારણભુત કર્મોનો નાશ ન થાય ત્યાં સુધી તે રીબાતા પ્રાણીઓના દુઃખનો નાશ તેઓ પોતે કે બીજો કોઇ કરી શકે જ નહિ.

**દયા દોહરા**

જીવ હીંસા છે ઘણી બુરી, તેહમાં અવગુણ અનેક-
દયા ધર્મમાં ગુણ ઘણા, તે સાંભળજો આણ વીવેક ॥૧॥

ઢાલ નવમીદયાના સાંઠ નામ

આ ભવ રત્ન ચિંતામણી સરખો (દેશી)

દયા ભગવતી જીવોને સુખદાઇ, આ મુક્તી પુરીની સાઇજી
સાંઠ નામ દયાના કહયાજીન, દશમા અંગ ને માંઇજી દયા ધર્મ શ્રી જીનજીની વાણી ॥૧॥
પુજનીક નામ દયાનો ભગવતી, મંગલીક નામ છે નીકોજી

જે ભવ્ય જીવ આવ્યા એને શરણે, તેને મુકતી ન
જીકોજી દયા. ॥૨॥

ત્રીવેધે ત્રીવેધે છઃકાય નહણુવી, આ દયા કહી જીન રાયોજી
દયા ભગવતીના ગુણ છે અન્નતા, તે પુરા
કેમ કહેવાયોજી દયા. ॥૩॥

ત્રીવીધે ત્રીવીધે છઃકાય જીવોને, ભય ન ઉપજાવે
તામોજી
એહ અભયદાન કહયો અરીહન્તા, તે પણ દયાનો છે
નામોજી દયા. ॥૪॥

ત્રીવીધે ત્રીવીધે છઃકાય મારવાના, કોઇ ત્યાગ કરે મન
સુધેજી
આ પુરી દયા ભગવન્તે ભાખી, તેથી પાપના બારણા
રૂધેજી દયા. ॥૫॥

કોઈ ત્યાગ કર્યા વગર હીંસા ટાળે, તેની કર્મ નીર્જરા
થાવેજી
હીંસા ટળ્યા સુભ જોગ વર્તે છે. તહાં પુણ્યના ઠાઠ
બંધાવેજી દયા. ॥૬॥

આ દયાથી પાપ કર્મ રોકાઇ જાવે, વળી કર્મ થાય
ચકચુરોજી
આ બે ગુણોમાં અનંત ગુણ આવ્યા, જે પાલે તે
વીરલા સુરોજી દયા. ॥૭॥

છઃકાય મારે મરાવે નહી, વળી મારતાને નહી

વખાણેજી એવી દયા નીરંતર પાળે, તેની બરોબરી
બીજો કોણુ આવેજી દયા૦ ॥૮॥

આહીજ દયા તે મહાવ્રત પહેલો, તેમાં દયા
દયા સર્વ આઇજી

પુરી દયા તો સાધુ પાળે. બાકી દયા રહી
નહીં કાંઇજી દયા ॥૯॥

આહીજ દયા ચોખ્ખે ચીત્ત પાળે, તે કેવલી-
ઓની ગાદીજી

આહીજ દયા સભામાં પરૂપે, તેને વીર કહ્યો
ન્યાય વાદીજી દયા૦ ॥૧૦॥

આહીજ દયા કેવલીઓ પાળી, મન પર્યવને
અવધી જ્ઞાનીજી

મતી જ્ઞાનીને શ્રુત જ્ઞાનીને, આહીજ દયામન
માનીજી દયા૦ ॥૧૧॥

આહીજ દયા લબ્ધીધારી પાળી, આહીજ દયા
પુર્વધર જ્ઞાનીજી

શંકા હુવે તો નીશંક જુવો, શુત્રમાં વાત
નહી છાનીજી દયા૦ ॥૧૨॥

દેશ થકી દયા શ્રાવક પાળે, તેને પણ સાધુજી
વખાણેજી

શ્રાવક હીંસા કરે ઘર બેઠો, તેમાં ધર્મ ન
જાણેજી દયા૦ ॥૧૩॥

પ્રાણ, ભુત, જીવ ને સત્વ, તેની ઘાત ન કરવી
લગારેજી
આ ત્રણ કાળના તીર્થંકરની વાણી, આચારંગ
ચોથા અધ્યયન મઝારેજી દયા૦ ॥૧૪॥
નહી મારે નહી હણો, કહ્યો અરીહન્તાં, તો જીવ
મારે કોણ લેખેજી
અભ્યંતર આંખ હૈયાની ફુટી; તે સુત્ર સામુ નહી
દેખેજી દયા૦ ॥૧૫॥

જૈન પ્રવચન ૧૯-૩-૩૯ પાનુ. ૨૯૩

## પાપ

કાગડાને ઊડાવવો એ પણ પાપ છે.

પોદગલીક સંયોગોને મેળવવાની ભાવના કેવળ પાપ નુજ કારણ છે. પાનુ. ૩૧૪ પાપોદય એક ૨૫. ૨૬, વર્ષ, ૧૦-

શ્રાવક કુળમાં જન્મા પછી મોક્ષ માર્ગ આરાધવાની અરૂચીએ ખરે જ ભયંકર પાપો દય છે.

જૈન કુળ પામીને પણ જીવનને અર્થ કામની ઉપાશનામાં વેડ ફ્રી નાંખવુ એના જેવી એક પણ ભયંકર અજ્ઞાનતા નથી.

કીમતી માનવ જીવન અવસ્થાને અનુરૂપ ચેષ્ટાઓ-માં જ વેડફ્રી નાંખવુ એ ખરે જ વીવેકી આત્માઓ માટે લજ્જા સ્પદ છે. જૈન પ્રવચન તા. ૧-૧૨-૧૯૨૯ પાનુ. ૨૭૦

શાસ્ત્ર કહે છે કે એકવાર પાપ કર્યું તો પરંપરા ચાલી એક પાપ સો પાપ ને કરાવે.

## પાપ

જૈન પ્રવચન તા. ૨૬-૩-૩૯ રવીવાર વર્ષ ૧૦ અંક ૨૫ મો પાનુ ૩૦૨ શ્રી આચાર્ય ભગવાન પોતાના સ્થાનને માનાદીકના કારણે નહી શોભાવી શકનારાઓ આવા કીમતી સ્થાનને પોતાની પામરતાના યોગે કલંકીત કરવાનું પાપ વહોરે છે.

પાનુ ૩૦૪ શ્રી આચાર્ય ભગવન્તો અને શ્રી ઊપાધ્યાય ભગવન્તો તેમ શ્રી સાધુ ભગવન્તો પણ ત્રીવીધે ત્રીવીધે સઘળા પાપ વ્યાપારોથી સદાને માટે વીરામ પામેલા હોય છે જૈન પ્રવચન તા. ૨૯-૯-૧૯૨૯ પાનુ ૧૬૫.

શ્રી જીનેશ્વર દેવની આજ્ઞા એજ ધર્મ છે એ આજ્ઞાથી વીહીત નહી કરાયલી વસ્તુનુ સેવન એ પાપ છે અને નીષીધ કરાએલી વસ્તુનુ સેવન મહાપાપ છે.

જૈન પ્રવચન તા. ૨૭-૧૦-૧૯૨૯ પાનું ૨૦૭

એ તો પાપને પણ પુણ્ય માનેઃ એના તો નીસ્તારની બારીજ રહેતી નથી.

જૈન પ્રવચન તા. ૧-૯-૧૯૨૯ પાનું ૨ આગમમાં તો બધુ આવે છે સારીયે દુનીયાના પાપની નોંધ આમાં છે.

## પાપ

જૈન પ્રવચન તા. ૨-૭-૧૯૩૩ પાનું. ૮૧

એક જણ ચપ્પુ મુકીને મરી જાય એ જો તજ્યુ ન હોય તો તેનાથી થતી કાર્યવાહીનુ પાપ મરનારને લાગે છે.

જીંદગી સુધી રેલમાં ન બેસવુ એવા નીયમવાળાને પાપ ન લાગે બાંકી જેને છુટી છે એ તો આરંભમાં બેઠો છે.

ગરમ પાણી પીવાનો નીયમ કરનારને બધા પાણીની અવિરતી નહી લાગે.

જૈન પ્રવચન તા. ૧૮-૮-૧૯૩૩ પાનુ ૧૬૭

શ્રાવક શ્રાવીકા તે દુનીયાની ક્રીયાને તો પાપ માનીને જ કરે છે.

જૈન પ્રવચન તા. ૨૮ ૩ ૧૯૩૭ પાનુ. ૪૮૨

માતા, પિતા, કે વડીલ અથવા કોઈના માટે પણ પાપ કરવામાં આવે તો પણ કર્મરાજા છોડશે નહી અહી અને તેના યોગે આ ભયંકર સંસારમાં પોતાને જ રૂલવુ પડશે.

## પાપ

જૈન પ્રવચન તા. ૨૦-૧૦-૧૯૨૯ પાનુ ૨૦૪

હીંસાથી બચાવવા માટે હીંસકને મારવાની ભાવના એ ઘોર પાપ છે ઘોર હીંસા છે.

જૈન પ્રવચન તા. ૧૦-૧૨-૧૯૩૩ પાનુ ૩૭૫

આજે સાધુના વેષમાં રહેવા છતાં પણ જ્ઞાનના નામે ચોખ્ખો પાપનો જ પ્રચાર કરી રહ્યા છે.

સીધમક્ર તા. ૧૭-૧૧-૧૯૩૩ પાનુ ૮૫

૩૮૯.

ત્રીવીધ ત્રીવીધ વોસરાવ્યા વીના કોઇ પણ આત્મા કર્મના કારણથી બચી શકતો નથી.

પાપ

જૈન પ્રવચન તા. ૨૮-૩-૩૭ પાનુ ૪૮૨ ૪૮૩ જેના માટે પાપ કરો છો તે પાપના નતીજાથી વીપાકથી બચાવવા નહી આવે અને કદાચ કોઈ આવે તો પણ બચાવી શકે તેમ નથી પાનુ ૪૮૪.

વોશરાવ્યા વીના મુકી જનારને અને વાપરે, વપરાવે, તથા અનુમોદે એ ત્રણેને પાપ અમે સારૂ કહીએ તો અમને પણ પાપ

જૈન-પ્રવચન ૧૯ ૩ ૩૯ મીથ્યાત્વ પાનુ. ૨૮૯

મીથાત્વ

સુત્રમાંના એક પદમાંનો એક અક્ષર પણ ન રૂચતો હોય તો બાકીનુ સઘળું રૂચતુ હોવા છતાં ય તે મીથ્યાત્વ છે એમ જ્ઞાનીઓ ફરમાવે છે. પાનુ. ૩૦૮ જૈન પ્રવચન ૨૬ ૩ ૩૯.

સર્વ વિરતીની આટલી મહત્તાને નહી સમજનારો જો ધર્મ દેશક બને, તો તો લોક લહેરીમાં પડી ધર્મ

દેશનાના નામે અધર્મ દેશક બની અવીરતી આદી અનેક પાપોની અનુમોદના આદી પાપોથી લેપાયા વીના રહી શકતો નથી લોકને ગમે તેવુ બોલવામાં ધર્મ છે એવુ માનનારો શ્રીવીતરાગ શાશનનો ધર્મ દેશક નથી પણ કટ્ટર ઊન્માર્ગ દેશક છે

ગૃહસ્થપણામાં પણ કેવળ જ્ઞાન થઇ શકે છે એ વાતને આગળ કરી સર્વ વીરતી ધર્મની કીમત ઘટાડવાને જેઓ પ્રયત્ન કરે છે તેઓ શ્રી જીનપ્રણીત માર્ગના ઉપદેશકો નથી પણ ઉચ્છેદકો છે.

## મીથ્યાત્વ

જૈન પ્રવચન તા. ૨૯-૯-૧૯૨૯ પાનુ ૧૬૩ સો પાપમાં નવાણુ પાપ ને પાપ માને એક પાપ ને પુણ્ય માને ત્યાં સુધી સમ્યકત્વ હોતુ નથી જૈન પ્રવચન તા. ૬-૧૦-૧૯૨૯ પાનુ ૧૭૩.

જો એ ગૃહસ્થ આશ્રવની કરણી ને સંવરની કરણી માને, ધર્મ માને, કરવુંજ જોઇએ એમ માને તો દેશ વિરતીએ જાય અને સમ્યકત્વ પણ ચાલ્યું જાય.

જૈન પ્રવચન તા. ૧૫-૧૨-૧૯૨૯ પાનુ. ૨૯૩ સારામાં ખોટાની બુદ્ધિને ખોટામાં સારાની બુદ્ધિ એ મીથ્યાત્વ, મીથ્યાત્વ એ મોટો મલ છે દોષ છે.

જૈન પ્રવચન તા. ૧૭-૭-૧૯૩૨ પાનુ. ૬૯ કલી-

કાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્ર સુરીજી કહે છે કે સુત્રના એક પણ અક્ષરને જે નસદ્દહે તે સમદ્રષ્ટિ મટી મીથ્યા દ્રષ્ટી બને છે.

## હીંસા

જૈન પ્રવચન તા. ૧૯-૮-૩૪ પાનુ. ૧૨૬

વીવેકી આત્માઓ માટે એક નાનામાં નાના જંતુની પણ હીંસા એ યોગ્ય નથી.

## આરંભ

જૈન પ્રવચન તા. ૯-૧૦-૩૪ પાનું ૨૧૪

શ્રાવક આરંભ સમારંભ ને નરકના કારણ માને.

## આરંભ

જૈન પ્રવચન શં. ૧૯૯૦ પોશ સુદ ૮

પાનુ ૩૬૮ તા. ૨૪-૧૨-૩૩

અભીઝરણા ત્યાગીના વેશમાં રહીને ધર્મને બહાને અનેકને આરંભ સમારંભના શીક્ષણ દ્વારા ઉન્માર્ગે ચઢાવનારા આત્મનાશક ત્યાગી હોઇ વસ્તુત ત્યાગી નથી.

## આરંભ

જૈન પ્રવચન વર્ષ ૧લુ અંક ૩૩મો શં. ૧૯૮૬ ફાગણ વદ ૨ ને રવી તા. ૧૬-૩-૩૦ પાનુ ૪૪૯ દુનીયા તો આરંભ સમારંભ પાપ પરીગ્રહ વિગેરે વિગેરેમાં વધે છે એ રીતે રધી વધીને તો આપણે અત્યાર સુધી રખડી મર્યા જો એવી પ્રવૃતી ન હોય તો આજે

આ દશા ન હોત.

પાનુ ૪૫૧ આરંભાદીક દુન્યવી ક્રીયાઓ ને પ્રધાન-
પદ આપે છે તે **નાસ્તીક** જૈન પ્રવચન પાનુ ૨૬૨
તા. ૨૪-૧૧-૧૯૨૯
૧૯૨૯

શ્રી મહાવીર દેવે શ્રેણીક મહારાજને કાળ સૌરીક કસાઇ માટે કહ્યું કે એને હીંસા કરતા રોકવાની તાકાત નથી.

## દારિદ્ર

જૈન પ્રવચન તા. ૫-૮-૧૯૩૪ પાનુ ૧૦૨

શ્રી તીર્થંકર દેવ પણ જગતનું દારિદ્ર ફેડી શકયા નથી.

## સાધું ગ્રહસ્થમાં અંતર મેરૂ સરસવ જેટલો

જૈન પ્રવચન તા. ૧૧-૮-૧૯૨૯ પાનુ ૫

શ્રાવક ના વ્રતોના ભાગા કે:ડોની સંખ્યામાં પણ સાધુ ને માટે એક જ **તીતીહં તીતીહેણું** એમાં ભેદ મેરૂ સરસવ જેટલો.

## અનુમોદના

સીધચક્ર તા. ૬ ૧૨ ૧૯૩૪ પાનુ. ૭૭

સર્વે જગતના જીવોના અઢારે પાપ સ્થાનકની અનુમોદનાના ભાગીદાર જ છે. અનુમોદનાથી આવતા પાપકર્મનું રોકાણુ ગૃહસ્થને હોતુ જ નથી પણ તે

અનુમોદનાના પાપનુ રોકાણુ તો સર્વ વિરતીવાળા સાધુઓને જ હોય છે.

## અસંયનીની વયાવચ્ચ

સીધચક તા. ૨૩–૯–૩૮ પાનુ ૫૩૮

સાધુને ગ્રહસ્થનું વૈયાવચ્ચ ત્રીવીધ ત્રીવીધ વીરતી-વાળાઓએ સર્વથા વર્જવાનું છે એ વાત દશવેકાલીકના "ગિહિણો વેડીયા વડયં" એ સુત્ર ને જાણુનારાઓથી અજાણ્યુ નથી અને સામાન્ય રીતે અસંયનો છ જીવની-કાયની હીંસા કરનાર હોવાથી તપેલા લોઢાના ગોળા જેવા ગણાય છે.

## ગ્રહસ્થ ધર્મ

સીધચક્ર તા. ૧૩–૪–૩૪ પાનુ ૩૨૧

ગ્રહસ્થ ધર્મ (દેશ વિરતીરૂપ) તે તો ખાળે ડુચાને દરવાજા ખુલ્લા જેવા છે.

## સમકીતીને પાપ

શ્રી સીધચક્ર મે ૧૯૩૬ અંક ૧૫–૧૬ પા. ૩૭૩ ઇ. સમ્યકત્વવાળા જીવોને આરંભિકી અને પરિગ્રહીકી ક્રિયા ન માનનાર સમકિતી તો શું? પણુ વવહારથી પણુ જૈની નહી કહી શકાય.

ઇ. જેને સમ્યકત્તવ પ્રાપ્ત થયું હોય ને આરંભ અને પરીગ્રહને છોડવા લાયક જ માને અને તે છોડવામાં જ આત્માનું કલ્યાણુ છે એમ માને.

એ. આરંભ પરિગ્રહાદી કયાં પ્રવર્તવુ રાચવુ લોકોને પ્રેરવા અને સાધુપણાને અનુચિત કાર્યો કરવા કરાવવા અને પોતાના આત્માને જ્ઞાતા અને દ્રષ્ટા કહીને બચાવવો એવું સ્વપ્ને પણ સમકીતિ જીવને તો હોયજ નહી.

હીંસા

હીંસ ધર્મ જીવોને દુઃખદાઇ, તે નરક તણી છે
સાઇજી એમ જાણી હીંસા નહી કરવી, નહી
મારવી છઃકાય જાણીજી હીંસા ॥૧॥

હીંસાધર્મ જીવોને દુઃખદાઇ, તે નરક તણી છે
નીશાનીજી ત્રીશનામ ખોટા ખોટા હીંસાના, કહ્યા
દશમાં અંગમાંઇજી હીંસા ધર્મ કુગુરૂની વાણી ॥૨॥

પ્રાણુઘાત હીંસા છે ખોટી, તે સર્વ જીવોને
દુઃખદાઇજી જીવ હીંસામાં અવગુણ અનેક છે,
તે પુરા કેમ કહેવાયજી હીંસા. ॥૩॥

કોઈ કહે અમે હીંસા કીધામાં, પાપ જાણીયે
છીયે એકાંતજી પણ હીંસા કીધા વીના ધર્મ ન
હુવે, હમે કંઇ વીધ પુરીએ મન ખાંતજી હીંસા ॥૪॥

કોઈ કહે હમે મારીએ એકન્દ્રી પંચેન્દ્રી, જી-
વોને તાઇજી એકન્દ્રીય માર પંચેન્દ્રીય પોખ્યા
હમને ધર્મ ઘણો તે માંઇજી હીંસા ॥૫॥

કહે એકન્દ્રીયથી પંચેન્દ્રીયના મોટા ઘણા પુણ્ય
ભારીજી તેથી એકન્દ્રીય મારી પંચેન્દ્રીયે પોખ્યાં
હમને પાપ ન લાગે લગારીજી હીંસા ॥૬॥

કોઇ એવો ધર્મ ધારીને બેઠા, તે તો કુગુરૂતણો
શીખાવ્યોજી નીઃશંક થકા છઃકાયાને મારે, વળી
મનમાં હર્ષીત થાવેજી હીંસા ॥૭॥

કોઇ પાંચ થાવર ને સહેજ ગણીને, તેને માર્યા
ન જાણે પાપોજી તેથી તેને હણતા શંકા ન
લાવે, તે તો કુગુરૂતણો પ્રતાપોજી હીંસા ॥૮॥

પાંચ થાવરના આરંભથી, દુર્ગતી દોષ વધારેજી
કહ્યો દશવૈકાલીક છઠ્ઠે અધ્યેયને, તો બુદ્ધીવંત
કંઇ વીષ મારેજી હીંસા. ॥૯॥

છઃકાય જીવોને જીવથી મારીને, સગા સંબંધી,
ન્યાત જમાવેજી આ પ્રત્યક્ષ છે સાવધ સંસાર
ના કામો, તેહમાં ધર્મ બતાવેજી હીંસા. ॥૧૦॥

જીવોને મારી જીવોને પોષે, તે તો સંસારનો
માર્ગ જાણોજી તેહ માંહી સાધુ ધર્મ બતાવે,
તે પુરા મુરખ અજાણોજી હીંસા. ॥૧૧॥

મુલા, ગાજર, શકરકંદ, કાંદા, ઇત્યાદીક લીલોત્રી
અનેકોજી તેનો દાન દીધામે પુણ્યરૂપે, તે ડુબે
છે વીના વીવેકોજી હીંસા. ॥૧૨॥

જીવ ખવડાવ્યામાં પુણ્યપરૂપે, કોઇ મીશ્ર કહે
છે મુઢોજી એ બંને હીંસા ધર્મી અનારજ,
તે ડુબે છે કરકર રૂઢોજી હીંસા. ॥૧૩॥

જીવ ખવડાવ્યામાં ધર્મપરૂપે, તેની જીભ ચાલે
જેમ તરવારોજી વળી પહેરીવેષ સાધુને રાખે,
ધીક તેને જન્મારોજી હીંસા. ॥૧૪॥

કોઇ સાધુ નામ ધરાવે લોકોમાં, વળી કહેવાય
ભગવંતના ભક્તાજી પણ હીંસામાં ધર્મપરૂપે, તેના
ત્રણ વ્રત ભાગે લગતાજી હીંસા. ॥૧૫॥

છઃકાયા મારીમે ધર્મપરૂપે, તેને હીંસા
છઃકાયની લાગેજી ત્રણ કાળની હીંસા અનુમોદી
તેહથી પહેલો મહાવ્રત ભાગેજી હીંસા. ॥૧૬॥

હીંસામાં ધર્મ તો જીન કહ્યો નહી, હીંસામાં
ધર્મ કહ્યા ઝુઠ લાગેજી એ હવો જુઠ નીરંતર
બોલે, તેને બીજો મહાવ્રત ભાગેજી હીંસા. ॥૧૭॥

જીવોને માર્યા ધર્મપરૂપે, તે જીવોને અદત્ત
લાગેજી વળી આજ્ઞા લોપીશ્રી અરીહંતની, તેથી
ત્રીજો મહાવ્રત ભાંગેજી હીંસા. ॥૧૮॥

છઃકાય મારવામાં ધર્મ બતાવે, તેની શ્રદ્ધા
ઘણી છે ઊંધીજી તે મોહ મીથાત્વમાં છકયા
અજ્ઞાની, તેને શ્રદ્ધા ન સુઝે સુધીજી હીંસા. ॥૧૯॥

તે નામ ધરાવે દયા ધર્મી છીએ, પણ નીશ્ચય
છઃકાયના ઘાતીજી તે હીંસા ધર્મીઓને સાધુ
શ્રદ્ધે, તે પણ નીશ્ચય મિથ્યાત્વીજી હીંસા. ॥૨૦॥

કોઇ કહે સાધુ જીવ બચાવે, રાખે રખાવે,
ભલો જાણેજી તે જૈન માર્ગના અજાણ અજ્ઞાની,
એ હવી ચર્ચા આણેજી હીંસા. ॥૨૧॥

સાધુ તો જીવોને કયાંને બચાવે, તે તો પચ
રહ્યાનીજ કર્મોજી કોઇ સાધુની સંઘત આવી
કરે તો શીખવી દે જૈન ધર્મોજી હીંસા. ॥૨૨॥

છઃકાયના શસ્ત્ર જીવ અવ્રતી, તેનો જીવવો
મરવો ન ચહાવેજી તેનો જીવવો મરવો કોઇ
ચહાવેતો, રાગ દ્વેષ બેહુ આવેજી હીંસા ॥૨૩॥

છઃકાયના શસ્ત્ર જીવ અવ્રતી, તેનો જીવવો
મરવોખોટોજી તેને મારવાના ત્યાગ કરે તેને,
દયા તણો ગુણ મોટોજી હીંસા. ॥૨૪॥

અસંજમ જીવીતવ્ય ને બાળમરણની, આશા વંછા
નહીકરણીજી પંડીત મરણને સંયમ જીવીતવ્યની,
આશા વંછા મન ધરણીજી હીંસા. ॥૨૫॥

છઃકાયના શસ્ત્રજીત અવ્રતી. તેનો અસંજમ
જીવીતવ્ય જાણોજી સર્વ સાવધ ત્યાગ કીધા તેનો,
જાણોજી સંજમ જીવીતવ્ય પીછાણોજી ॥૨૬॥

ત્રીવીધે ત્રીવીધે આ છઃકાયની સાધુ, તેની દયા
નીરંતર રાખેજી તે છઃકાયના પીહર છઃકાયને
માર્યા; ધર્મ કયે લેખે ભાષેજી હીંસા. ।૨૭॥

છઃકાયના શસ્ત્ર મારે સંસારી, તેની વચ્ચે ન
પડવો જાયોજી વચ્ચે પડયા વ્રત ભાંગે સાધુનો
તે વીકલાને ખબર ન કાયોજી હીંસા. ॥૨૮॥

કોઇ કહે સાધુને વચ્ચમાં નહી પડવો, કોઇ
કહે વચમાં પડણોજી સાધુને સમભાવે રહેવો, તે
વીકલાને નહી નીરણોજી હીંસા. ॥૨૯॥

સાધુને વચમાં પડવુ ત્રીવીધે નીષેધ્યો, તે મારતા
વચ્ચે નહી પડે જાયોજી પણ ગૃહસ્થ ને ધર્મ
કહે વચ્ચે પડયા, તો પોતે ધર્મ કેમ ગુમાવ્યોજી
હીંસા. ॥૩૦॥

મારે જીતવને પ્રસંસાહેતે, મારે માન પુજાને
કામોજી વળી જન્મ મરણ મુકાવવા મારે, મારે
દુઃખ ગુમાવવા કામોજી હીંસા. ॥૩૧॥

એ છઃકારણ છઃકાયાને મારે તો, અહીતનો કારણ
થાયોજી જન્મ મરણ મુકાવવા મારે તો, સમ-
કીતરતન ગુમાયોજી હીંશા. ॥૩૨॥

એ છઃકારણ છઃકાયાને માર્યા, આઠ કર્મોની ગાંઠ
બંધાયોજી મોહની માર વધે ઘણી નીશ્ચય, વળી
પડે નરકમે જાયોજી હીંસા ॥૩૩॥

અર્થે અનર્થે હીંસા કીધા, અહીતનો કારણ
તાસોજી ધર્મને કારણ હીંસા કીધા બોધ
બીજનો નાયોજી હીંસા. ॥૩૪॥

આ છઃકારણુ છઃકાયને મારે, તે તો દુઃખ પામે
આ સંસારોજી એ તો આચાંરંગ પહેલે અધ્યયને,
છઠ્ઠા ઉદ્દેશામાં કહયો વીરતારોજી હીંસા. ॥૩૫॥

કોઇ શ્રમણુ સુરી આચાર્ય પણુ કરે હીંસા
ધર્મની થાપોજી કહે પ્રાણુભુત જીવને સત્વ, ધર્મ
હેતુ હણ્યા નહી પાપોજી હીંસા ॥૩૬॥

એ હવી ઉંધી પરૂપણા કરે અનારજ, તેને
આરજ બોલ્યા ધર પ્રેમોજી તમે ભુંડા જોયો
ભુંડા સાંભળ્યો ભુંડા માન્યો,
ભુંડા જાણ્યો એમોજી હીંસા ॥૩૭॥

જીવો ને માર્યા ધર્મપરૂપે, એ હતો અનાર્યની
વાણોજી તે તો ભારી કર્મા મુઢમીથ્યાત્વી, તેની
સુધ બુધ નહીં ઠેકાણોજી હીંસા ॥૩૮॥

તે હીંસા ધર્મઓને આર્ય પુછયો, તને માર્યા
ધર્મ કે પાપોજી ત્યારે તે કહે મને માર્યા
પાપ એકાંત છે, સાચુ બોલી દીધી શુદ્ધ થાપોજી
હીંસા ॥૩૯॥

ત્યારે આર્ય કહે તને માર્યા પાપ છે, તો સર્વે
જીવોને એમ જાણોજીબીજાને માર્યા ધર્મપરૂપો,
તમે ડુબો કર તાણુા તાણોજી હીંસા ॥૪૦॥

એમ હીંસા ધર્મી અનારજ તેને, કીધા જૈન
માર્ગથી ન્યારોજી જુવો આચારંગના ચોથા
અધ્યયને, બીજે ઊદ્દેશે વીસ્તારોજી હીંસા. ॥૪૧॥

બીજાને માર્યા ધર્મપરૂપે, પોતાને માર્યા કહે
પાપોજી આ શ્રદ્ધા મુરખાઓની ઊંધી આમાં
કર રહ્યા મુરખ વીલાપોજી હીંસા ॥૪૨॥

અર્થ અનર્થ ધર્મને માટે, જીવ મારે છઃકાયોજી
તેને મંદ બુદ્ધી કહ્યા દશમાં અંગે, પહેલા
અધ્યયન માંયોજી હીંસા ॥૪૩॥

છઃકાય જીવોનો ઘમસાણુ કરીને, શ્રાવકને
જીમાવેજી તેને મંદ બુદ્ધી કહી દીધા ભગવંતે;
તેમાં ધર્મ કંઇ વીધ થાવેજી હીંસા. ॥૪૪॥

કોઇતો જીવોને મારતા રખાવે, કોઇ જીવ ખવડાવે
આખાજી તેમાં હી એકાંત ધર્મ બતાવે, તે
અનારજની ભાષાજી હીંસા. ॥૪૫॥

કોઇ જીવ માર્યા માંહે ધર્મ કહે છે, તે પુરા
અજ્ઞાની ઊંધાજી તેને જાણુ પુરૂષ મળે જૈન
માર્ગનો, તો કઇ વીધી બોલે સુધાજી હીંસા. ॥૪૬॥

લોખંડનો ગોળો અગ્ની તપાવી, તે અગ્ની વર્ણો
કરે તાતોજી તે પકડ સાંનશી લાવ્યો તે પાશે,
કહે બળતો ગોળો ઝાલો હાથેજી હીંસા. ॥૪૭॥

જ્યારે પાંખડી હાથ પાછો ખેચ્યો, ત્યારે જાણુ
પુરૂષ કહે ત્યાને તમે હાથ પાછો ખેંચો શુકારણુ
તારી શ્રદ્ધા નહી રાખો છાનેજી હીંસા ॥૪૮॥
જ્યારે કહે ગોળો હું હાથમાં લઊ તો, મારે
હાથ બળે લાગે તાપોજી તો તારો હાથ બાળે તેને
પાપ કે ધર્મ, ત્યારે કહે તેને લાગે પાપોજી
હીંસા. ॥૪૯॥

તારા હાથ બાળે તેને પાપ થાય તો, બીજાને
માર્યા ધર્મ નાંહીજી તમે સર્વ જીવ સરખા
જાણો, તમે વીચારી જુવો મનમાંહીજી હીંસા ॥૫૦॥
જે જીવ માર્યા મે ધર્મ કહે છે, રઝળશે કાળ
અનંતોજી શુયગડાંગ અધ્યયન અઢારમાં, ભાખ
ગયા ભગવંતોજી હીંસા. ॥૫૧॥

થાનક અપાશરા કરાવે છઃકાય મારીને, કરે
અંનત જીવોની ઘાતોજી અહીતનો કારણુ નીશ્ચય
થયો છે, ધર્મ જાણે તો આવે મીથ્યાતોજી
હીંસા. ॥૫૨॥
ત્યારે કહે હમે થાનક કરાવીએ તેમાં, જાણીએ
છૈયે એકાન્ત પાપોજી તે કહેવાનો પાપ કહ્યો
જુઠ બોલે, સદા ગોપ વીગોયો આપોજી હીંસા. ॥૫૩॥
કોઇ મનુષ્ય મરે છે તે કાળે, ધન કઢાવે થાનક
કાજોજી જો તે પાપ જાણે પરભવ જતાં, એવો
કેમ કરે અકાજોજી હીંસા ॥૫૪॥

ઘરનો ધન દઇ જીવ મરાવ્યા, તે આર્ય ન દીશે
કાંઇજી અનર્થ પણ જાણ્યો નહી લાગે, ધર્મ
જાણ્યો લાગે તે માંઇજી હીંસા. ॥૫૫॥

હીંસાની કરણીમાં દયા નહી, દયાની કરણીમાં
હીંસા નાહીજી દયાને હીંસાની કરણી જુદી
છે, જેમ તડકો ને છાયાજી હીંસા ॥૫૬॥

બીજી વસ્તુમાં ભેળ થાય પણ દયામાં નહી
હીંસાનો ભેળજી જેમ પુર્વને પશ્ચીમનો રસ્તો,
કંઇ વીધી મળે મેળજી હીંસા. ॥૫૭॥

કોઇ દયાને હીંસાની મીશ્ર કરણી કહે, તે ખોટા
કુહેતુ લગાવેજી મીશ્ર થાપવાને મુઢ મીથ્યાત્વી,
ભોલા લોકોને ભરમાવેજી હીંસા. હીંસા. ॥૫૮॥

જો હીંસા કીધા મીશ્ર થાય તો, મીશ્ર થાય
પાપ અઢારોજી એક ફર્યાં અઢાર ફરે છે,
બુદ્ધીવાન કરજો વીચારોજી હીંસા. ॥૫૯॥

જૈન માર્ગનો પાયો દયા ઉપર, શોધનાર
હોય તે પાવેજી જો હીંસા કીધા ધર્મ થાય તો
પાણી વળોવ્યાથી આવેજી હીંસા. ॥૬૦॥

સંવત અઢારે વર્ષ ચુમાળીશે, ફાગણ સુદ
નવમી રવીવારજી જોડ કીધી દયા ધર્મ દીપાવણ,
બગડી શહેરે મંઝારજી હીંસા. ॥૬૧॥

## આધા કર્મી

જૈન પ્રવચન તા. -૭-૭-૧૯૨૯ પાનુ ૯ પ્રભુએ કહ્યું કે મુનીઓને આધા કર્મી અને આહુત દોષથી દુષીત એવો આહારાદી કલ્પે નહી.

## ત્યાગ

જૈન પ્રવચન તા. ૮-૧-૧૯૩૦ પાનુ ૨૬ હીંસા જુઠ, ચોરી અને મૈથુન એ ચારે પાપને લાવનાર પરીગ્રહ છે એ ચારે પાપને વધારનાર પોષનાર પરીગ્રહ છે એના ત્યાગમાંજ ધર્મ છે.

જૈન પ્રવચન તા. ૨૩-૨-૧૯૩૦ તીર્થંકરોએ પોતે ભોગવેલા ભોગને પાપ તથા ત્યાજય તરીકે જાહેર કર્યાં છે આનંદ કામદેવે પરીગ્રહ પરીમાણુ વ્રતમાં પાચસે હળ ખેડાય તેટલી જમીનની છુટ રાખી માટે શ્રાવકને એટલી છુટ હોવીજ જોઇએ એમ? ધર્મ કહે છે નહીજ તીર્થંકર દેવોએ છખંડની સાહ્યબી ભોગવી ભોગવી માટે એ ભોગવવાની છુટ છે એમ? નહીજ

જૈન પ્રવચન તા. ૨૬-૩-૩૯ વર્ષ ૧૦મુ અંક ૨૫મો પાનુ ૩૦૮

## વ્રત

સર્વ વિરતી નામનુ ચારીત્ર યતીઓને હોય છે. દેશ વિરતી નામનુ ચારીત્ર ગૃહસ્થોને હોય છે. શ્રી વીતરાગ શાસનનો ધર્મ દેશક જ્યારે

અપ્રમંથ જુએ છે ત્યારે સહાય સર્વ માટે તેના અંત-રમાં વહી રહેલા ભાવ દયા તેને દેશ વિરતી આદી ધર્મની લહાણુ કરવા પ્રેરે છે. પાનુ. ૩૦૯ ગૃહસ્થ ગમે તેટલો ધર્મી હોય છતાં પણ તેને જ્ઞાની પુરૂષોએ તપાવેલા લોઢાના ગોળાની જ ઉપમા આપી છે કારણ કે ડગલે ને પગલે ષટકાયના જીવોનો વીરાધક બની જાય છે

જૈન પ્રવચન તા. ૧૬-૩-૩૦ પાનુ ૪૪૯

સંયમ અને (સંસારનો) ત્યાગ એ જૈન શાશનનુ મુળ છે.

## વ્રત

સીધચક્ર મે ૧૯૩૯ પાનુ૩૭૩ સમાધાન ૧૦ અ, સમક્ત્વ તેનુજ નામ છે કે વીરતીવાળાને જ શુરૂ માનવા અને વીરતિને જ ધર્મ માનવો આ. જૈન સમ્યકત્વ પ્રાપ્ત થયું હોય તે અવીરતી ને કર્મ બંધનનુ કારણ માને.

## વારશો

સીધચક્ર મે ૧૯૩૯ પાનુ. ૩૬૮

ધર્મનો વારશો ન આપનાર પિતા પિતાપણાને ના લાયક છે.

## અવ્રત

જૈન પ્રવચન રવીવાર તા. ૧૪-૭-૧૯૨૯

અવિરતીની કીયા એટલે છકાય જીવની વીરાધના, મૃખાભાષણ, ચોરી સ્રીસંગ, પૈસોટકો વીગેરે પરી ગ્રહ રાખે.

જૈન પ્રવચન વર્ષ ૧લુ અંક. ૧૪ તા. ૨૨–૯–૧૯૨૯ પાનુ. ૧૪૫ મુનીને અવિરતી નથી હોષને ઇરાદા પુર્વક સંધર્યો નથી મુનીને સર્વથા અહીંસક કહ્યા છે કારણ કે તેઓએ ત્રીધા ત્રીધા એટલે મન, વચન અને કાયાથી ન કરવું ન કરાવવુ ને ન અનુમોદવુ તે મુજબનું સર્વ સાવધ યોગનુ પચ્ચખાણ આખી જીંદગી માટે કરેલ છે.

પાનુ. ૧૪૬ સાધુએ છોડયુ તેને શ્રાવક છોડવા જેવુ માને.

## આચાર

જૈન પ્રવચન તા. ૧૪–૭–૧૯૨૯ રવીવાર પાનુ ૩

આચારમાં રહી ને થાય તેટલુ કરવુ આચારને ભેદીને તો નહી જ.

## પારણુ

જૈન પ્રવચન તા. ૧૧–૧–૧૯૩૧ પાનુ. ૩૮૭

તપને ધર્મ કહ્યો પણ ખાવુ એને ધર્મ ન કહ્યો માસ ખમણને પારણે બીજુ માસ ખમણ કરવું હોય તો તેવા આત્માને વચ્ચે પારણામાં વાપરવા જોઇએ તો બીજુ માશ ખમણ થાય એમ શાસ્રકાર જાણે છે પણ એ પારણાને તપો ધર્મ ન કહ્યો.

## મોહ

જૈન પ્રવચન વર્ષ. ૪ અંક ૩ જો.

શં ૧૯૮૮ જેઠ વદ તા. ૨૬–૬–૩૨ પાનુ ૩૧

લોકો છોકરાને દુધ પાય તેને પણ દાન ગણે છે પણ જાણુતા નથી કે એ તો મોહ છે એ કારણે એમા ધર્મ મનાવવો એ ખોટુ છે.

ઘરની સ્રી સર્જન લાવે એમાં ઉપકાર નથી પણ મોહ છે.

જૈન પ્રવચન તા. ૧૪–૭–૧૯૨૯ પાનુ ૨ રવીવાર

પરણુવુ છે, ઘર ચલાવવાં એ સર્વ મોહની આજ્ઞાથી થાય છે, પરંતુ શ્રી જીનેશ્વર દેવની આજ્ઞાથી નહી જ, વીરતી શ્રી જીનેશ્વરની અને અવિરતિ મોહની.

જૈન પ્રવચન તા. ૨૪–૬–૩૪ પાનુ. ૪૩

બાળકને ઉછાળો એ સેવા નથી પણ મોહ છે.

## દુઃખ

જૈન પ્રવચન તા. ૯––૧૯૩૫ પાનુ. ૨૩ સંસારથી વૈરાગ્ય, સંસારને દુઃખરૂપ, દુઃખફળ. દુઃખા નિબંધી વીડંબના રૂપ જાણીને સંસારથી પ્રીતી ન કરે મહાત્મા કહે છે કે. સંસાર દુઃખ રૂપ છે સુખનુ નામ નીશાન નથી ફળ પણ દુઃખ પરંપરાએ દુઃખ

જૈન પ્રવચન તા. ૨૬–૩–૩૯ વર્ષ. ૧૦ એક. ૨૫ પાનુ. ૩૦૮

## લક્ષ્મી

શ્રી વીતરાગ દેવના ઉપદેશથી એ સર્વ વિરતી રૂપ ચારીત્રના મહીમાને સમજી શકેલા ષટખંડ વિજેતા અને ભોકતા એવા ચક્રવર્તિઓએ પણ ષટખંડની અખંડ રાજ્ય લક્ષ્મીને એક ક્ષણુવારમાં એક તૃણુની માફક તજીને જીવનમાં ચારીત્ર ધર્મનો સ્વીકાર કર્યો છે.

જૈન પ્રવચન પા. ૫૨૭ અંક ૪૪ વર્ષ ૩

તા. ૧૦–૪–૧૯૩૨

સાધુ પૈસા આપવા અપાવવા વીગેરેનો ઉપદેશ આપે તો તે પોતાના સાધુ ધર્મથી **પતીત થઇ**, વ્રતોનો **ભંજક** બની અને પોતાની ઊચામાં ઊચી નીતીનો ત્યાગ કરી ભયંકર નુકશાનનો અધીકારી થાય છે એટલે કે આ લોકમાં નીદ્ય બને છે અને પરલોકમાં નર્કાદીનો અધીકારી થાય છે.

## ધન

જૈન પ્રવચન તા. ૯–૬–૩૫ પાનુ. ૨૩ ધનથી વૈરાગ્ય, ધન સર્વ અનર્થ અને કલેશનુ કારણુ એ માટે ધનમાં લુબ્ધ ન થવુ

## સંસાર

જૈન પ્રવચન તા. ૩૦–૫–૧૯૩૭ પાનુ. ૫૭૦

અનંત જ્ઞાનીઓ સંસારને એળીઆના ટુકડા જેવો જણાવે છે. સંસાર એટલે **દુઃખનો પાર નહી** અને વાસ્તવીક સુખનું નામ નહી.

જૈન પ્રવચન તા. ૨૭-૩-૧૯૩૮ પાનુ ૩૬૫

સઘળી જાતીના વીષમતાઓનું સંગ્રહસ્થાન એનું નામ જ **સંસાર**

જૈન પ્રવચન તા. ૧૯-૩-૩૯

## સંસાર સુખ

વીવેકીને સંસારનું સુખ ઈષ્ટ ભાસે જ નહી.

તે એકાન્તીક (જે સુખમાં દુઃખનો એક અંશ પણ ન હોય) અને આત્યન્તિક (જે સુખ કોઇ પણ કાળે વિનાશને પામનારૂં ન હોય) સુખ સંસારમાં છેજ નહી તેવું સુખ તો માત્ર મોક્ષમાંજ છે. જૈન પ્રવચન વર્ષ ૫ અંક ૪ થો તા. ૧૧-૬-૧૯૩૩

સુરપણાના સુખો અને મનુષ્યપણાના સુખો એ આત્માઓને દુઃખરૂપ ભાસે છે. જૈન પ્રવચન તા. ૧૧-૬-૧૯૩૩ પાનું ૪૬

સંસાર એ અસાર છે આત્માસાથે પરનો યોગ એ સંસાર

જગતના બાહ્યપદાર્થમાં સુખ આપવાની તાકાત નથી. જૈન પ્રવચન તા. ૨૫-૬-૧૯૩૩ પાનુ ૭૧

આત્મા અને જડનો સંયોગ એજ સંસાર અને જડથી આત્માનો વીયોગ તેનું નામ મુકતી છે તથા જડ અને ચેતનના યથાસ્થિત સ્વરૂપનો વીવેક તેનું નામ સમ્યગદર્શન

## આજ્ઞા

જૈન પ્રવચન તા. ૧૩-૩-૧૯૩૮ પાનુ. ૩૨૧

ભગવાનની આજ્ઞા એ છે કે "પાપને પરી હરો અને ધર્મનુ સેવન કરો."

## તીર્થ

જૈન પ્રવચન તા. ૧૭-૪-૧૯૩૮ પાનુ. ૪૧૭

જેના યોગે સંસાર સાગર તરાય એનું જ નામ તીર્થ

## વીદ્યા

જૈન પ્રવચન વર્ષ ૪ અંક ૬ સંવત ૧૯૮૮ અશાડ સુદ ૧૫ તા. ૧૭-૭-૧૯૩૨ પાનું ૭૦ અમીઝરણો ૭૯૭ પેટ માટે વીદ્યા ભણનારાએ જગતમાં ઉપકારી થાય એ માનવું એ એક જાતીની ભયંકરમાં ભયંકર મુર્ખાઇ છે.

૭૯૮ પેટની વીદ્યા એ સમ્યગ જ્ઞાન નથી અને જેટલો પ્રચાર એટલો આત્મ ગુણનો નાશ છે.

## આશ્રવ સંવર

જૈન પ્રવચન તા. ૧૬-૩-૧૯૩૦ પાનુ ૪૫૨

આશ્રવનો ત્યાગ કરવો ને સંવરનો સ્વીકાર કરવો આશ્રવ સંસારને વધારે છે માટે હેય છે અને સંવર સંસારનો નાશ કરે છે માટે ઉપાદેય છે.

## બાળ પંડીત બાળ અને બાળ મરણ

જૈન પ્રવચન વર્ષ ૧લું અંક ૩૩મો શંવત ૧૯૮૬ મહા સુદ ૪ રવીવાર તા. ૨-૨-૩૦ પાનુ ૧

પાપથી વીરામ પામ્યા હોય તેના સંગથી સર્વથા મુની ખસ્યા તે **પંડીત મરણ** દેશ વીરતી શ્રાવક અંશે ખસ્યા માટે એમનું મરણ તે અંશે **પંડીત મરણ** તથા બાકીના અંશે **બાળ મરણ** અને બીજા બધા સંસારના સંઘમાં બેઠા છે માટે એમનું **બાળ મરણ**

### ધ્યાન

જૈન પ્રવચન તા. ૨૮-૭-૧૯૨૯ પાનું ૩ આપત્તી અને સંપત્તી એ બંન્ને આદ્રરોદ્રનું કારણ છે.

### સામાયક

જૈન પ્રવચન તા. ૨૦-૩-૧૯૩૨ રવીવાર પા. ૪૮૭ હે ભગવાન પાપ વ્યાપારોનું પચ્ચકખાણ કરૂં છું એટલે કે એક પણ પાપ વ્યાપાર નહી કરવાની પ્રતીજ્ઞા કરૂં છું તે પણ જીંદગીભરને માટે અને તે પણ તીવીહેણું તીવીહેણું એટલે કે મન, વચન, કાયાથી પાપ પ્રવૃત્તી **નહી કરૂં, નહી કરાવું** અને કરનારને **અનુમોદન પણ નહી આપું.**

જૈન પ્રવચન વર્ષ ૪થું અંક ૨૦ મો પા. ૨૪૦ સમગદ્રષ્ટી શ્રાવક સામાયકમાં બેઠો હોય તે વખતે પોતાનો છોકરો છેલ્લી ઘડીએ હોય તો એ શ્રાવક એને નીજ્ઞામણા કરાવે પણ બીજી કોઈ સાવદ્ય પ્રવૃત્તી ઓછીજ

કરે ! કર્મની ગતી વીચીત્ર છે આયુષ્ય ચંચલ છે સમાધી રાખી શ્રી જીનેશ્વરદેવનું શરણ લે.

જૈન પ્રવચન તા. ૧૯–૩–૩૯ પાનું. ૨૯૩

## મોક્ષનો ઉપાય

અખીલ વેદી એટલે સર્વજ્ઞ એવા શ્રી અરીહન્ત પરમાત્માએ પ્રરૂપેલો ધર્મ એજ એક મોક્ષનો ઉપાય છે.

જૈન પ્રવચન તા. ૨૬–૩–૩૯ પાનુ. ૧

જીવ અને કર્મનો યોગ એ જ સંસાર છે અને જીવ અને કર્મનો સર્વથા વીયોગ એ જ મોક્ષ છે.

દ્વાદ્વશાંગીએ એ જડના યોગને નીવારવા માટે બતાવેલા ઉપાયોનો જીવનમાં અમલ થવો એજ જૈન શાશનનું સમ્યક ચરિત્ર છે એ દર્શન એ જ્ઞાન અને એ ચારીત્ર રૂપ રત્નાત્રયીનો જયારે સમુચીત યોગ થાય છે ત્યારે આત્મા પોતાની મુક્તી સાધવા સમર્થ બની શકે છે.

પાનું ૩૦૯ તપના ફળ તરીકે એક મોક્ષ ગણાય છે આશંસાપુર્વકનો તપના યોગે ઋદ્ધિ સીદ્ધી કે દેવગતી આદીથી મલકાવું એ અજ્ઞાનનું ફળ છે મહાદુઃખ આપનાર છે પોતાનું પારકાનું અહીત કરનારા છે.

## કુભાણુતર

જૈન પ્રવચનકાર શ્રીમદ વીજય રામચંદ્રસુરીશ્વરજી મહારાજ વર્ષ ૧૦ મું અંક ૨૪ મો સં. ૧૯૯૫ ફાગણ

વદ ૧૪ રવી તા. ૧૯-૩-૧૯૩૯ પા. ૨૮૬

આચાર્ય ભગવાન શ્રીમદ શાંન્તીસુરીશ્વરજી મહારાજા સંકલીત શ્રી ધર્મ રત્ન પ્રકરણ બૃહદવૃતી રચનાર શ્રી મદ દેવેન્દસુરીશ્વરજી

## કુભણતર

જે ભણતર આત્માના હીતનો ખ્યાલ ન કરાવે તે તો કુભણતર જ છે.

## કારમા શત્રુ

પાનું ૨૮૮

જે આત્માઓની બુદ્ધી શ્રી જીનાજ્ઞાની સામે સ્વચ્છંદી બને છે તે આત્માઓ આ જગતમાં કારમો અનર્થ મચાવે છે અને તેમાં પણ સુવીહીત તરીકેની ખ્યાતીને પામેલા હોય છે તે તો સંખ્યાબંધ ભદ્રીક અને અજ્ઞાન આત્માઓ માટે તેઓ એક કસાઇથી કારમા શત્રુ જેવા બની જાય છે.

જૈન પ્રવચન તા. ૧૯-૩-૩૯ પાનુ. ૨૯૦

## પૌદગલીક

આ લોક કે પરલોક સબંધી પૌદગલીક અભીલાષા એ ભયંકર વસ્તુ છે.

પાનુ. ૨૯૧

પૌદગલીક સંયોગો પ્રાપ્ત કરવા માટે પણ ધર્મ કરી શકાય છે એવો ઉપદેશ આપવો, એ તો દુખના

દ્વેશી તથા સુખના અર્થી જગતને સાચા સુખના સાધક સન્માર્ગથી વંચીત બનાવી દુઃખના જ માર્ગે દોરવાનો દુષ્ટમાં દુષ્ટ પ્રયાસ છે.

પાનુ ૨૯૩ પૌદગલીક સંયોગોની પ્રાપ્તી માટે પણ ધર્મ કરો, એવો ઉપદેશ આપી શકાય છે, એમ કહેનારા કેટલા બધા અજ્ઞાન છે અને વસ્તુતઃ ઉપકારી નહી પણ અપકારી છે તે આપો આપ સમજાય જાય છે.

જૈન પ્રવચન તા. ૨૬–૩–૩૯ પાનુ. ૩૦૦

## ભાવાચાર્ય

નામાચાર્ય અને દ્રવ્યાચાર્યાની શ્રી જીનેશ્વર દેવના શાશનમાં ફુટી કોડી જેટલી પણ કીમત નથી શ્રી વીતરાગ પરમાત્માના શાશનમાં એવા પણ આચાર્યો થયા છે, થાય છે અને થશે કે જેઓનુ નામ માત્ર લેવાથી પણ આત્મા પાયશ્રિતનો ભાગીદાર થાય છે એવા નામાચાર્યોને દ્રવ્યાચાર્યોથી બચવાની ખાતર મોક્ષના કામી એવા પ્રત્યેક આત્માએ ભાવાચાર્યોના સ્વરૂપને સમજી લેવાની અતીશય આવશ્યક્તા છે. પાનુ. ૩૦૧ જેઓને લોક રંજન કરવા ખાતર બીજા ઉપદેશો દેવાનું મન થાય છે તેઓ ઈચ્છે છે કે ન ઇચ્છે તે છતાંય નામાચાર્યની કે દ્રવ્યાચાર્યની કોટીમાં પોતાનું નામ નોધાવે છે.

જૈન પ્રવચન ૨૬–૩–૩૯ વર્ષ ૧૦ અંક ૨૫ ૩૧૩ પાનું

## શત્રુ મીત્ર

જ્ઞાતા મહાપુરૂષો ફરમાવે છે કે આત્માજ આત્માનો મીત્ર છે અને આત્માજ આત્માનો શત્રુ છે અજ્ઞાન મને મીથ્યા દ્રષ્ટી આત્મા પોતાના આત્માનો શત્રુ બને છે જ્યારે જ્ઞાની અને સમ્યગદ્રષ્ટી મહાત્મા પોતેજ પોતાના આત્માનો મીત્ર બને છે.

## ચુકયા

જૈન પ્રવચન તા. ૧૮-૮-૧૯૨૯ પાનુ. ૧૧

ભગવાન મહાવીરનો આત્મા વિષય કષાયને આધીન થઇ સત્યથી ચુકયા ? તો શાસ્ત્રે પોકારીને કહ્યું હા, ચુકયા.

જૈન પ્રવચન તા. ૧૫-૧૨-૧૯૨૯ પાનુ. ૨૯૦

પણ છદ્મસ્થ છે ત્યાં સુધી ભુલનો સંભવ તો ખરો એ બધાય શ્રી જીનેશ્વર દેવોએ કહેલું કહે શ્રી જીનેશ્વર દેવ પોતે તો સર્વજ્ઞ ન થાય ત્યાં સુધી દેશના નદે.

## મોસમ

જૈન પ્રવચન તા. ૨૭-૧૦-૧૯૨૯ મનુષ્ય ભવ એ ધર્મની મોસમ છે.

## પત્થરોથાં ધર્મ નહીં

જૈન પ્રવચન તા. ૨૧-૭-૧૯૨૯ પાનું ૮

દુનિયાના પત્થરોથી જો ધર્મ થતા હોત તો તીર્થંકર દેવ કે જેની સેવામાં અસંખ્ય ઇંદ્રો હતા તેઓ રાજપાટ મુકી, સંયમ સ્વીકારી, ઘોર ઉપસર્ગ પરીષહ સહન કરી કેવળજ્ઞાન ઉપાર્જવાની શું કામ માથા ફોડ કરત.

## દીક્ષાવાળો ઉચ્ચો છે

૧૯૮૬ વરખે જેઠ સુદ ૪

જૈન પ્રવચન તા. ૧-૬-૧૯૩૦ પાનું ૧૬ વર્ષ ૨ જુ અંક ૨ જો જે લક્ષ્મીના યોગે સોનાના મંદીરો બનાવે તેના કરતાં એક દીવસના સંયમને ધરનાર પણ ઊંચા છે એ બેની વચમાં સર્ષવ ને મેરૂં જેટલું અંતર છે.

## શ્રાવકપણાનું લીલામ

જૈન પ્રવચન તા. ૨-૩-૧૯૩૦ પાનું ૪૨૪

શ્રાવકપણું ભુલી, પોતાની સાચી સ્થિતિ ચુકાય અને મન કલ્પિત રીતે **સંસારની** ક્રીયા વધારનારા ઠરાવ કરવા અને **મોહ** કાર્યવાહી વધારવી એ તો રહ્યા સહ્યા શ્રાવકપણાનું **લીલામ** છે.

## પાપોપદેશક

જૈન પ્રવચન તા. ૨-૮-૩૬ પાનુ ૧૨૧

આ લોકના કે પરલોકના પૌદગલિક ઇરાદાથી ધર્મ કરવો એ પણ સારૂ છે એમ કહેનારા ધર્મોપદેશક નથી

પણ પાપોપદેશક છે.

## ઊત્તમ પાત્ર

જૈન પ્રવચન તા. ૨૮-૫-૩૩ પાનું ૧૩

રત્ન ત્રયી યુક્ત, પાંચ સમીતી ધરનારા ત્રણ ગુપ્તીથી શોભતા, પાંચ મહાવ્રતોના ધુરંધર સર્વ પરીગ્રહ ત્યાગી, ધર્મયાત્રાની જ પ્રવૃતી માટે બેતાળીશ દોષ રહીત આહાર વડે નીર્વાહ કરનારા નવ ગુપ્તી યુક્ત બ્રહ્મચર્ય થીઅલંકૃત, તણખલા માત્ર પરધનને વીષે સ્પહાવીનાના, માનાપમાન, લાભાલાભ, સુખદુઃખ, પ્રશંસાનીંદા, હર્ષશોક, ને વીષે તુલ્ય વૃતીવાળા, કૃત, કારીત અને અનુમોદીત ત્રણે પ્રકારના આરંભ રહીત અને કેવળ મોક્ષનેજ વીષે એકતાન મનવાળા મુની એ ઊત્તમ પાત્ર છે.

## વેષધારી

જૈન પ્રવચન તા. ૧૧-૧૨-૧૯૩૨ પાનુ ૩૧૦

૧૦૫૩ જે સાધુઓ પોતાની જ પ્રભાવનામાં પડી જાય છે અને ગૃહસ્થો ઘર બાર સાચવામાં પડી જાય છે તે સાધુ માત્ર **વેષધારી** છે અને ગૃહસ્થો કેવળ નામના શ્રાવકો છે.

## નમસ્કાર

જૈન પ્રવચન તા. ૬-૧૦-૧૯૨૯ પાનુ ૧૭૧

જે નમસ્કાર યોગ્ય હોય તેમને જ હાથ જોડાય:

એનો જેટલો ઉંધો ઉપયોગ એટલો સ્વ પરનો નાશ

## આયુષ્ય

જૈન પ્રવચન સં. ૧૯૮૮ અશાડ સુદ ૧૫ તા. ૧૭–૭–૧૯૩૨ વર્ષ ૪ થું અંક ૬ પા. ૬૮

ભગવાને ફરમાવ્યું કે હે શક્ર આયુષ્યને સાંધવા માટે કોઇપણ સમર્થ નથી.

જૈન પ્રવચન વર્ષ ૪ અંક ૨૦ પા. ૨૪૦

એથી કોઇને બચાવવાને બહાને અને કોઇના ઉપર કહેવાતો ઉપકાર કરવા માટે ગમે તેવા આરંભ, સમારંભ કરવાનું વીધાન જૈન સાહીત્યમાંથી નહી નીકળે મહાવ્રતોને વેગળા કરીને અને પ્રતીજ્ઞાનો ભંગ કરીને પારકાનો ઉપકાર કરવાનું શ્રી નદર્શનમાં છેજ નહી.

## ગાડરીયા પ્રવાહ

જન પ્રવચન તા. ૯–૬–૧૯૩૫ પાનુ ૨૩

ગાડરીયા પ્રવાહને છોડે ઘણા મુર્ખ લોકો જે રીતે ગાડરીયા પ્રવાહની જેમ ચાલે તેમ ન ચાલે પરંતુ જે કામ કરે તે વિચારીને કરે

## સીદ્ધી

જૈન પ્રવચન તા. ૨૬–૧૧–૧૯૩૩ પાનુ ૩૧૪

ધર્મની સીદ્ધી થયા પછી અર્થ અને કામની સીદ્ધી નીશ્ચીત છે.

## જડ પ્રેમી

જૈન પ્રવચન તા. ૧૭-૭-૧૯૩૨ પાનુ ૬૩.

આજની દીવાળી એવી ઊજવો કે આવતી દીવાળીએ જીવન આવુ ને આવુ જડપ્રેમી ન રહે.

જૈન પ્રવચન તા. ૯--૧૦--૧૯૩૨ પાનું ૨૧૫ અમીઝરણા ૯૨૪ જડ વસ્તુ પ્રત્યે જેટલો આત્માને રાગ થાય છે તેટલુંજ આત્માને દુઃખ થાય છે જડ પદાર્થઉપરથી રાગ છૂટી જાય તો આત્માને દુઃખ થવાનું કારણુ નથી.

## ઉત્સુત્ર કથન

જૈન પ્રવચન તા. ૧૨-૧-૩૬ પાનુ. ૩૮૪

એક પણુ શાસ્ત્રમાં દીક્ષા પહેલાં છ માસની કે યાવત એક દીવસની પણ પરીક્ષા કરવા માટે મુદત જણાવેલી નથી આમ કહેવું એ સત્યથી તદ્દન વેગળુ છે ઉત્સુત્ર કથન છે.

## જયણા

જૈન પ્રવચન તા. ૮-૯-૩૫ પાનુ. ૧૭૪

બાદશાહ અકબર ને શ્રી વીજયહીર સુરી ગાલીચા ઉપર ન અવાય કારણુ કે નીચે જીવ જંતુ હોય તેની જયણા થઇ શકે નહી આથી બાદશાહે જાતે ગલીચો ઊંચો કર્યો તો કીડીઓ જોઇ

## ગૃહસ્થની ભાષા

જૈન પ્રવચન તા. ૧૧-૮-૨૯ રવીવાર પાનુ ૬ વર્ષ ૧ લું અંક ૯ મો શ્રાવણ સુદ ૭

ગૃહસ્થની ભાષા બોલવાનો પણ શાસ્ત્રકારે મુનીને નીષેધ કર્યો છે.

## મોક્ષનો માર્ગ

જૈન પ્રવચન તા. ૨૨–૯–૧૯૨૯ રવીવાર પાનુ ૧૫૦, ૧૫૧

એવો ઉપદેશ આચાર્ય દેવે આપ્યો

આચાર્ય શ્રીમદ વિજય દાનસુરીશ્વરજી

"મુકતી" નામના નગરના શ્રી જીનેશ્વર દેવે કહેલા બે માર્ગ છે તેમાંનો એક માર્ગ સરલ મહાવ્રત નામનો છે અને બીજો એક માર્ગ અણુવ્રત રૂપ વિષમ છે. સંસારથી જલદી છુટી મોક્ષે જવુ હોય તો મહાવ્રતનો માર્ગ પકડો, સંસારમાં વધુ વખત રહેવું હોય ધીમે ધીમે મોડેથી મુકતી જવુ હોય તે બીજો માર્ગ લે.

જૈન પ્રવચન તા. ૨૫–૯–૧૯૩૨ રવીવાર પાનુ ૧૯૧

શ્રાવકપણામાં મોક્ષ છે એમ શાસ્ત્રે કહ્યું જ નથી જે આત્માને એ વેષમાં મોક્ષ કહ્યો છે તે આત્માભાવથી સર્વ વિરતી ને પામીને મોક્ષે જાય છે.

## સ્યાદ વાદ

જૈન પ્રવચન તા. ૨૯–૯–૨૯ રવી વર્ષ ૧ લું અંક ૧૫ પાનુ ૧૫૭ મુ બધામાં પોલ રાખે, એ સ્યાદવાદ નહી પણ કુદડીવાદ કહેવાય એક વસ્તુને જે જે સ્વરૂપ હોય તે તે સ્વરૂપે ઘટાવવી એનું નામ સ્યાદવાદ છે સ્યાદવાદના નામે ગમે તેમ ચલાવનારાઓ ખરેખર શ્રી જૈનશાશનના વેરી છે.

## મેલો

જૈન પ્રવચન તા. ૨૪-૪-૧૯૩૮ પાનુ ૪૩૦

સાધુ કપડાથી મેલો હોય, બાહ્ય દેખાવમાં મેલો હોય પણ એની આંખો, એના કાન, એનું નાક, એની જીભ એ વીગેરેમાં મેલાપણું ન જોઈએ.

## તદન ખોટી વાત

જૈન પ્રવચન તા. ૨૮-૨-૧૯૩૭ પાનું ૪૪૨ વર્ષ ૮ અંક ૩૩ મો.

સાગરજી મહારાજે જણાવ્યું તે વીતરાગ દશાવાળો લબ્ધી ફેરવે એમ પ્રવચનકારે જણાવ્યું છે.

પ્રવચનકાર શ્રી વિજયરામચંદ્રસુરી તદન ખોટી વાત છે.

## યોગ્ય નથી

જૈન પ્રવચન તા. ૯-૫-૧૯૩૭ પા. ૫૪૬

સાધુઓને ઉદ્દેશીને અન્નપાનની જોગવાઈ કરવી એ યોગ્ય નથી.

## વંદન

સીધમક તા. ૨૯-૪-૩૪ પાનુ ૩૩૯

શ્રેણીક મહારાજને ભવિષ્યની ચોવીશીના પહેલા પદ્મનાભ નામના તીર્થંકરપણે થવાના સકળસંઘે જાણ્યા છતાં કોઈ પણ સુજ્ઞ પુરૂષે શ્રેણીક મહારાજને દ્રવ્ય તીર્થંકરપણે વંદન કર્યું હોય તેમ શાસ્ત્રોમાં જણાવ્યું

નથી વળી ભગવાન નેમનાથજી મહારાજે કૃષ્ણ મહારાજને આવતી ચોવીશીમાં તીર્થંકર થવાના છે એમ જણાવ્યા છતાં પર્ષદામાંથી કોઇ પણ વીવેકી કે સમદ્રષ્ટીએ તેઓને વંદન કર્યું નથી.

## લોકોત્તરને લોકીક ઉપકાર

દોહરા સંસારનો ને મોક્ષનો ઉપકાર

બે ઉપકાર જીન ભાખીયા, તેનો બુદ્ધિવંત કરો
વિચાર (લોકોત્તર) તેમાં એક ઉપકાર છે મોક્ષનો,
(લોકીક) બીજો સંસારનો ઉપકાર ॥૧॥

ઉપકાર કરે કોઇ મોક્ષનો, તેની આજ્ઞા દે આપ
ઉપકાર કરે કોઇ સંસારનો, તેમાં આપ રહો
ચુપચાપ ॥૨॥

ઉપકાર કરે કોઇ મોક્ષનો, કયો કયો સંસારનો ઉપકાર, તેના ભાવ ભેદ પ્રગટ કરૂં, તે સાંભળો વિસ્તાર ॥૩॥

## ઢાળ અગ્યારમી

આ અનુકમ્પા જીન આજ્ઞામેં (દેશી)

જ્ઞાન દર્શન ચારીત્રને વળી તપ, આચારનો કોઇ
કરે ઉપકારો, તેને નીશ્ચય નીર્જરા ધર્મ કહયો
જીન વળી જીન આજ્ઞા શ્રીકારો, આતો ઉપકાર
નીશ્ચય મોક્ષનો ॥૧॥ (આંકડી)

જ્ઞાન દર્શન ચારીત્રને તપ, આચાર વીના કોઇ
કરે ઉપકાર, તેને નીશ્ચય નહી ધર્મ જીન ભાખ્યો,

વળી જૈન આજ્ઞા નહી લીગાર આ તો ઉપકાર
સંસાર તણો છે ॥૧॥ (આંકડી

## લોકીક ઉપકાર અને લોકોત્તર ઉપકાર

સંસાર તણો ઉપકાર કરે છે. તેને નીશ્ચય સંસાર
વધતો જાણો, મોક્ષ તણો ઉપકાર કરે છે. તેને નીશ્ચય
નજીક થશે નીર્વાણો ઓ. સુ. ॥૩॥
કોઇ દરીદ્રી જીવને ધનવંત કરદે, નવ જાતનો
પરીગ્રહ દઇ ભરપુર, વળી વીવીધ પ્રકારે શાતા
ઉપજાવે, તેનો તદન દારીદ્ર કર દેવે દુર
આ. સં. ॥૪॥
છઃકાયનો શસ્ત્ર જીવ અવ્રતી, શાતા પુછેને શાતા
ઉપજાવે, તેની કરે વૈયાયચ્ચ વીવીધ પ્રકારે, તેને
તીર્થંકર દેવ તો નહી શરાવે આ. સ. ॥૫॥
ગ્રહસ્થની સાતા પુછયાને વૈયાવચ્છ કીધામાં
તેથી સાધુ થઇ જાવે અનાચારી, આ સાતા પુછયા
ને વયાવચ્ચ કીધા મેં, પણ જૈન આજ્ઞા નહી
લગારી આ. સા. ॥૬॥
સાતા પુછયા તો સાધુને પાપ લાગે છે. તો શાતા
કર્યો મે ધર્મ કહાંથી હોવે, પણ મુઢ મીથ્યાત્વી
વીવેક ના વીકલ, શ્રીજીન આજ્ઞા સામો નહી
જોવે, ઓ. સ. ॥૭॥
કોઇ મરતા જીવો ને જીવથી બચાવે, ઝાડા
ઝપટા કરી ઔષદે દઇ તામ, વળી અનેક ઉપાય

કરને તેને, મરતો રાખ્યો સાઝો કીધો તમામ
ઓ. સ. ॥૮॥

કોઇ મરતા જીવોને સોંગદ કરાવે, ચારો
શરણા દઇ કરાવે સંથારો, જ્ઞાન ધ્યાન માંહી
પરિણામ ચઢાવે, ન્યાતીલાથી દેવે મોહ ઉતારો
આ. સુ. ॥૯॥

શ્રાવકનો ખાવો પીવો છે સર્વ અવ્રતમે, તે સેવે
સાવધ જોગ વ્યાપારો, વળી નવ જાતનો પરીગ્રહ
અવ્રતમેં, તેને સેવે છે કોઇ વારંવારો ઓ. સ. ॥૧૦॥

શ્રાવકનો ખાવો પીવો છે અવ્રતમેં, તેને ત્યાગ
કરાવે ચઢાવે વેરાગો, વળી નવ જાતનો પરીગ્રહ
અવ્રતમેં તે:છોડે છોડાવે અનુમોદે ત્યાગો આ. સુ. ॥૧૧॥

કોઇ આગથી બળતાને કાઢી બચાવ્યો, વળી કુવે
પડતાને બચાવ્યો, વળી તળાવમાં ડુબતાને બાહર
કાઢે. વળી ઊંચેથી પડતાને ઝીલલીયો તાયો
॥આ. સં. ॥૧૨॥

જન્મ મરણની આગથી બહાર કાઢે. ભાવ કુવા-
માંથી કાઢે બહારે, નર્કાદી નીચ ગતી પડતાંને રાખે,
સંસાર સમુદ્રથી બાહર કાઢે ઊદ્ધારે ઓ. સુ. ॥૧૩॥

કોઇને આગ લાગી ઘર બળે છે, તેમાં નાના
મોટા જીવ બળી જાય, કોઈ આગ બુઝાવી તેને
બહારે કાઢે, ઘણાંને સાતાદીધી વપરાય આ. સા. ॥૧૪॥

કોઈને તૃષ્ણા લાય લાગી ઘટભીતર, જ્ઞાનાદીક

ગુણ બળે તેમાંઇ, ઉપદેશ દઇ તેની લાય બુઝાવે,
સમય સમય શાતા દીધી વપરાઇ ઓ. મુ. ॥૧૫॥
કોઇ છોકરાને પાળ મોટો કરે છે. સારી સારી
વસ્તુ તેને ખવાય, વળી મોટે મંડાણ કરી પર-
ણાવે, ધન માલ દેવે કમાય કમાય આ. સં. ॥૧૬॥
કોઇ છોકરાને સારી રીતે સમઝાવે, ધન માલ
સઘળો દેવે છુડાય, કામ ભોગ સ્ત્રી આદિક ખાવો ને
પીવો, ભલી રીતાથી ત્યાગ કરાવે તાય ઓ. મુ. ॥૧૭॥
કોઇ માત પીતાની સેવા કરે દીનરાત, વળી મન-
માન્યા ભોજન તેને ખવાઇ, વળી કાવડ ખાંધે
લઇ ફરે તેની, વળી બેઉ ટેક સ્નાન કરાવે
તાઇ આ. સ. ॥૧૮॥
કોઇ માત પીતાને રૂડી રીતે, ભીન્ન ભીન્ન કરીને
ધર્મ સુણાવે, જ્ઞાન દર્શન ચારીત્ર પમાડે, તેને
ભોગ શબ્દાદીક સર્વ છુડાવે ઓ. મા. ॥૧૯॥
જેનો ખાવો પીવો ઘરેણો અવ્રતમાં છે, તેને
મન માને તે ખવરાવે, વળી માંગે તેને ધન
ધાન્ય આપે, વળી વીવીધપણે તેને સાતા ઉપ-
જાવે ઓ. સં. ॥૨૦॥
જેનો ખાવો પીવો લેવો અવ્રતમાં છે, ઉપદેશ
દઇને તેને છુડાવે, તેને જ્ઞાનાદીક ગુણ ઘટમાંહી
ઘાલે, તેની તૃષ્ણાલાયને વળી બુઝાવે ઓ. મુ. ॥૨૧॥
કોઇના વાળા કાઢે કોઇના ઢોડા કાઢે, વળી લટા

જુવાદીક કાઢે છે તાંહી, કાન શલાયા બગાદીક
કાઢે. ઘણી સાતા ઉપજાવે શરીરમાંહી આ. સ. ॥૨૨॥
કોઇના વાળા, કીડાને લટા, જુવાદીક, શરીરમાં
ઉપજ્યાં જીવ અનેક તેને બહાર કાઢવાના ત્યાગ
કરાવે, કહે શરીર બહાર કાઢવા નહી એક ઓ. મુ. ॥૨૩॥
ગૃહસ્થ ભુલો ઉજડ વનમેં એક અટવીને વળી
ઉજ્જડ જાવે, તેને માર્ગ બતાવી ઘેર પહોંચાવે
વળી થાકયો હોય તો ખાંધે બેઠાવે આ. સ. ॥૨૪॥
સંસાર રૂપી અટવી ભુલ્યાને, જ્ઞાનાદીક માર્ગ
શુદ્ધ બતાવે, સાવદ્ય ભારને અળગો મેલે, સુખે
સુખે શીવપુરમાં પહોંચાવે ઓ. મું. ॥૨૫॥
નાંગ નાગણી હતા બળતા લાકડામાં, તેને પાર્શ્વ-
નાથજી કાઢયા બહારે, અગ્નીમાં બળતા ને રાખ્યા
જીવતા પાણી અગ્ની આદીક જીવાને મારે આ. સ. ॥૨૬॥
પાર્શ્વનાથજી ઘર છોડ કાઊસગ કીધો, ત્યારે
કમઠ ઉપસર્ગ કર વર્ષાયો પાણું, ત્યારે પદમાવતી
હેઠે શીહાશન કીધો, ધરણેન્દ્ર છત્ર કીધો માથે
આણી અ. સ. ॥૨૭॥
નાગ નાગણીને નવકાર સંભળાવ્યો, ચાર શરણાંને
શુસ કરાયા, તે શુભ પરિણામથી મરીને થયાં
ધરણેન્દ્રને પદમાવતી રાણી ઓ. મુ. ॥૨૮॥
સુગ્રીવથી ઉપકાર કીધો રામને લક્ષ્મણ,
ત્યારે સુગ્રીવ થયો તેનો સખાઇ, સીતાની ખબર

લાવી રાવણ મરાયો, પાછો ઉપકાર કીધો ભીડ
આઈ સા. સ. ॥૨૯॥

કોઇ દુષ્ટી જીવ જુ જીવને મારતો હતો, તેને
વર્જને જુને બચાઇ, તે જુનો જીવ મનુષ્ય થયો
ત્યારે, એનો કજીયો એને પણ દીધો મીટાઇ
આ. સ. ॥૩૦॥

ધણીના મોઢા આગળે સેવક મરીને, ધણીને
ખુશળે ક્ષેમે જીવતો કાઢે, ત્યારે ધણી ખુશ થઇને
રજક રોટી દે, આ લોકનો કામ સરાડે ચાઢે
આ. સા. ॥૩૧॥

બે ઇન્દ્ર આવ્યા કોણીકની મદદે, કોણીકને શાતા
કર દીધી તામ, એક કોડ એસી લાખ મનુષ્યોને
મારી, કોણીકનો સુધાર્યો કામ આ. સા. ॥૩૨॥

એકેકા જીવને અનંતી વાર બચાવ્યો, તેને પણ
એને અનંતીવાર બચાયો, આમા સામા ઉપકાર
સંસારના કીધા, તેથી જીવની ગર્જ સરી નહી
કાંયો અઃ. સા. ॥૩૩॥

લાણા મોજણાદીક દે આમા સામાં, લાડુ ખોપરા
દીક દે આમા સામા, અથવા કોઇ અડધા પણ
દેવે, ઇત્યાદીક અનેક સંસારના કામા આ. સં. ॥૩૪॥

સંસારનો ઉપકાર કરે તેનાથી, કદાચ તે પણ
કરે પાછો ઉપકારો એહવો ઉપકાર એક એક
જીવોથી, કીધો છે અનંતી અનંતી વારો આ. સં. ॥૩૫॥

સંસારના ઉપકાર સર્વેહી ફીકા, તે તો થોડામાં
વીલય હોય જાવે, સંસારના ઉપકાર ફીકા છે
તેથી, મુકતીના સુખ કોઇ ન પાવે આશ્રદ્ધા શ્રી
જીનવર ભાખી (આંકડી) ॥૩૬॥

સંસાર તણો ઉપકાર કીધા મે, કોઇ મુઢ મીથા-
ત્વી ધર્મ બતાવે, શ્રીજીન માર્ગ ઓળખ્યા વગર,
મન માને તેમ ગપગોળા ચલાવે ॥આ. ॥૩૭॥

જેટલા ઉપકાર સંસાર તણા છે. જે જે કરે તે
મોહ વશ જાણો, સાધુ તો તેને કદી ન વખાણે,
સંસારી જીવ તેના કરે વખાણો આ. ॥૩૮॥

સંસારનો ઉપકાર કર્યા મેં, જૈન ધર્મનો અંશ
નહી લગાર, સંસાર તણો ઉપકાર કર્યા મેં, ધર્મ
કહે તે તો મુઢ ગમાર આ. ॥૩૯॥

કોઈ જીવને મહેનત કરીને બચાવ્યો, કોઇને
ઊછેરી કીધો મોટો, જો ધર્મ થશે તો બન્નેમાં
થશે, જો ટોટો થશે તો બંન્નેમાં ટોટો આ. ॥૪૦॥

બચાવણવાલાથી તો ઉંછેરવાવાળો, ખુલ્લો દેખાય
ઉપકાર મોટો, તેનો નીર્ણય કર્યા વગર ધર્મ કહે
છે, તેનો મત છે તદન ખોટો આ. ॥૪૧॥

બચાવણવાલાને ઊછેરવાવાલો, એ તો બન્ને
સંસારના ઉપકારી, એહવો ઉપકાર કરે આમા
સામા, તેમાં કેવલીનો ધર્મ નહી લગારી આ. ॥૪૨॥

જીવને જીવથી બચાવે તેથી બંધ જાવે તેહથી

રાગ સ્નેહ, તે પરભવ મેં તે આવી મળે તો,
જોતા તરત જાગે તેહથી નેહ ॥આ. ॥૪૩॥
જીવને જીવથી મારે તેહથી; વધી જાવે તેહથી
દ્વેષથી વીશેષ, જો પરભવમાં આવી મળે તો જોતા
તરત જાગે તેહથી દ્વેષ આ. ॥૪૪॥
મીત્રથી મીત્રપણો ચાલ્યો આવે, વેરીથી વેરીપણો
ચાલ્યો આવે, એહતો રાગદ્વેષ કર્મના ચાળા છે,
શ્રી જૈન ધર્મમાંહે નહી આવે. આ. ॥૪૫॥
કોઇ અનુકંપા લાવી ઘર મંડાવે, કોઇ મંડાતા
ઘરને હેવે ભંગાય એ છે પ્રત્યક્ષ રાગને દ્વેષ
ઊઘાડો, તે આગળ લગતો ચાલ્યો જાય આ. ॥૪૬॥
કોઇ તો પેલાના કામ ભોગ વધારે, કોઇ કામ
ભોગની હેવે અંતરાય, તે બંન્ને આપણુ રાગને
દ્વેષ ઊઘાડો, બીજે ભવરાગ દ્વેષ થાય આ. ॥૪૭॥
કોઇ પેલાનો ધન ગુમાવ્યો બતાવે, વળી સ્રી
અંદીક ગુમાવ્યા બતાવે, કોઇ લાભ ને ટોટો
લોકોને બતાવે, તેથી આગળ લાગત રાગ ચાલ્યો
આવે આ. ॥૪૮॥
કોઇ વૈદપણું કરી લોકોના, રોગ મટાડે ને જીવથી
બચાવે, આ ઉપકાર લોકોથી કીધો. આગળ લાગત
રાગ ચાલ્યો આવે આ. ॥૪૯॥
કહી કહીને કેટલા કહુ સંસાર તણા ઉપકાર
અનેક, જ્ઞાન દર્શન ચારીત્ર તપવીના, મોક્ષનો
ઉપકાર નહી એક આ. ॥૫૦॥

સંવરના વીશ ભેદ કહ્યા જીન, નીર્જરા તણા
ભેદ કહ્યા છે બાર, એહ બત્રીશ ભેદ ઉપકાર
મુક્તીનો, બીજો મોક્ષનો ઉપકાર નહી લગાર
આ. ॥૫૧॥

સંસારને મોક્ષના ઉપકાર, સમદ્રષ્ટી હોય તે
જુદા જુદા જાણે પણ મીથ્યાત્વીને ખબર પડે નહી
સીધી, તેહથી મોહ કર્મ વશ ઊંધી તાણે
આ. ॥૫૨॥

સંસાર ને મોક્ષનો ઉપકાર ઓલખાવન, જોડ
કીધી ખેરવા શહેર મંઝાર, સંવત અઢારસે વર્ષ
ચોપન, આશો સુદ બીજ શુકરવાર આ. ॥૫૩॥

## દશ દાનોની ઢાળ

### દોહરા

દશ દાન ભગવાન ભાખીયા, સુત્ર ઠાણુંગ માય
ગુણનિપન્ન નામ છે તેહનો, ભોલાને ખબર ન
કાય ॥૧॥

ધર્મ અધર્મ બે મુખ્ય છે. પ્રસીદ્ધ લોકમાં એહ
આહનો અર્થ ઉંધો કરે, મીશ્ર ધર્મ કહે તેહ ॥૨॥

મીશ્ર ધર્મ પરૂપતાં, ખોટી વાત કરંત આઠો મેં
અધર્મ કહ્યો, સાંભલજ્યો દષ્ટંત ॥૩॥

આંબા, લીમડા, ઝાડનો, જુદો જુદો વીસ્તાર, નીમ
લીમોડી, તેલ, ખળ, લીમડાનો પરીવાર ॥૪॥

એમજ આઠે દાન અધર્મ તણો પરીવાર ધર્મ
દાનમાં મલે નહી, શ્રી જીન આજ્ઞા બહાર ॥૫॥
એટલામાં સમજ પડે નહી તો કહુ જુદા જુદા
ભેદ, ખુલાશે બતાવીયા, નહી કરજ્યો કોઇ ખેદ ॥૬॥

ઢાળ

કૃપણુ દીન અનાથ એ મ્લેચ્છાદીક તેની જાત
એ રોગ શોકને આર્ત્ત ધ્યાન એ; તેને દેવે અનુ-
કમ્પાદાન એ ॥૧॥
તેને દેવે મુસ્લાદીક જમીકંદ એ, તેમાં અનંત
જીવોના વૃંદએ, તેને આપ્યા કહે મીશ્ર ધર્મએ,
તેને ઉદય આવ્યા મોહ કર્મ રે ॥૨॥
મીઠુ આદીક પૃથ્વીકાય એ, આપે અગ્ની પાણી
ઢોળે વાય એ, શસ્ત્રાદીક વીવિધ પ્રકાર એ, આ
દાનથી રૂલે સંસાર એ ॥૩॥
બંધીવાનાદીકને કાજ એ, તેને કષ્ટ પડયા દેવે
સાઝ એ, ચોરી વાગરી ભીલ કસાઇનેએ, સચિ-
ત્તાદીક દ્રવ્ય ખવાઇનેએ ॥૪॥
છોડાવવા દેવે ધન તામએ, સંગ્રહ દાન છે તેનો
નામએ, એહતો સંસારનો ઉપકારએ, અરીહંતની
આજ્ઞા બહારએ, ગ્રહ કરડા લાગ્યા જાણુએ,
સાંભળી લાગી પનોતી આણુએ ફીકર ઘણી
મરવા તણીએ, વળી કુટુંબની જનતા ભણીએ ॥૬॥

ભયને લીધે દેવે આમએ, ભય દાન છે તેનું
નામએ લેવે કુપાત્ર આયએ, તેમાં મીશ્ર કહાંથી
થાયએ ॥૭॥

ખર્ચ કરે મુવા પછીએ, જમાડે ન્યાતને તેડએ
ત્રીઓ બારમો અનુમાનએ, ચોથો કાલુણી દાનએ ॥૮॥
વર્ષી છઃમાસી શ્રાધએ જેમ તેમ કરે કુળ મર્યા-
દએ, મુવા પહેલી ખર્ચ કરે કોઇએ, ઘણાને તૃપ્ત
કરે સોયએ ॥૯॥

આરંભ કીધા નહી ધર્મએ, જમાડયા બંધશે
કર્મએ, બુદ્ધીવંત કરજો વીચારએ, એમાં સંવર
નીર્જરા નહી લગારએ ॥૧૦॥

ઘણાની લજ્જા વશ થાય એ, શરમાશરમી દેવે
તાય એ, દેવે સચિત્તાદીક ધનધ્યાન્ય એ, એહતો
પાંચમો લજ્જા દાનએ ॥૧૧॥

એહતો સાવદ્ય દાન સાક્ષાતએ, વળી દીધો કુપાત્ર
હાથએ, તેમાં કહે મીશ્ર ધર્મએ, તેહથી નીશ્ચય
બંધશે કર્મએ ॥૧૨॥

મોકલાવો પહેરામણી મોસાળએ, સગા ને યાદ
કરી સંભાળએ, ત્યાંને દ્રવ્ય આપે જશ કામએ,
ગર્વદાન છે તેવા નામએ ॥૧૩॥

કીર્તનીયાવાદી મલ્લએ, રાવલીયા રામત ચલ્લએ
નટ ભોપા આદી વિશેષએ, દાન દેવે તેને
અનેકએ ॥૧૪॥

આ દાનથી બંધે કર્મએ, મુર્ખ કહે મીશ્ર ધર્મએ
જેહની પ્રત્યક્ષ ખોટી વાતએ, ખોટી શ્રદ્ધા ને
મુલ મીથ્યાત્વએ ॥૧૫॥

વેશ્યા દીક શેવે કુશીલએ, દાન દેવે કરાવે કેળએ
આતો પ્રત્યક્ષ ખોટુ કામએ, અધર્મ દાન છે તેનો
નામએ ॥૧૬॥

સુત્ર અર્થ સીખાયએ, શુદ્ધ માર્ગ લાવે ઠાયએ
આપે સમકીત ચારીત્ર એહએ, ધર્મ દાન છે
આઠમો તેહએ ॥૧૭॥

વળી મળે સુપાત્ર આયએ, દેવે નીદુર્ષણ દ્રવ્ય
જાણએ, એહતો મુકતીનો માર્ગએ, તે દીધા
દારિદ્ર જાવે ભાગએ ॥૧૮॥

છઃકાય મારવાના ત્યાગએ, કોઇ પચ્ચખે લાવી
વેરાગએ, અભયદાન કહ્યો જીનરાયએ, ધર્મદાનમાં
મલીયો આયએ ॥૧૯॥

સચિત્તાદીક દ્રવ્ય અનેકએ, ઉધાર જેમ દેવે
વિશેષએ, પાછુ લેવાનુ મનમાં ધ્યાનએ, નવમો
કાન્તિતિ દાનએ ॥૨૦॥

માગનારાને એહએ, લહાણુ. ભોજણાદીક તેહએ
પાછો લેવાનો અકંત કામએ, કન્તિતિ દાન છે
તેનો નામએ ॥૨૧॥

નવમા દશમા દાનની ચાલએ, ઘુરીયા વોરેવાલા

ખ્યાલએ, જ્ઞાની જાને સાવદ્યમાંયએ, તેમાં મીશ્ર
કહાંથી થાયએ ॥૨૨॥

દશ દાનનો એહ વીચારએ, સંક્ષેપે કહ્યો વીસ્તા-
રએ, વીરની આજ્ઞામાં દાન એકએ, આજ્ઞા બાહીર
દાન અનેકએ ॥૨૩॥

અસંયતિ ઘેર આવીયોએ, નીદુર્ષણ આહાર વેરા-
વીયોએ, તેને આપ્યા એકાંત પાપએ, ભગવતીમે
કહ્યો જીન આપએ ॥૨૪॥

ધર્મ અધર્મ દાન બે એ, પણ મીશ્ર ન જાણો
કોયએ, કેમ જાણે મીથ્યાત્વી જીવએ, મુલમાં
નહી સમકીત નીવએ ॥૨૫॥

એમ જાણી કરો વીચારએ, આઠે અધર્મ તણો
પરીવારએ, ઘણા સુત્રોની શાખએ, શ્રીવીર ગયા
છે ભાખએ ॥૨૬॥

## અહીંસા પરમો ધર્મ

શ્રી આચારંગ શ્રુતખંડ. ૧ લો અધ્યાન ૧ લુ ઊદેશો ૧ લો "શસ્ત્ર પરિજ્ઞા" પૃથ્વી, પાણી, અગ્ની, વનસ્પતી, અને ત્રસકાય, વાયુકાય નેજીવતવ્યને માટે પ્રસંસા માટે (નામદારી) માન માટે પુજા માટે જન્મ મરણ મુકાવવાને માટે દુઃખથી છુટવા માટે મન વચન કાયાથી હીંસા કરે હીંસા કરાવે હીંસા કરે તેને સારો સમજે તેનું અહીત થાય અબોધ થાય સાત આઠ કર્મની ગાંઠ બંધાય તેને મોહ (પાપનો સમુહ

એકઠો) થાય માર ખાય ને નર્કે જાય.

ઊદ્દેશો–૨જો પ્રથ્વી કાયર્નો જીવવા માટે પ્રસંસા માટે માન પુજા માટે જન્મ મરણુ મુકાવવા માટે દુઃખથી છુટવા માટે મન વચન કાયાથી આરંભ કરે આરંભ કરાવે આરંભ કરતાને સારો સમજે તેનું અહીત થાય અબોધ થાય સાત આઠ કર્મની ગાંઠ બંધાય તેને મોહ થાય તે માર ખાય ને નર્કે જાય.

ઊદ્દેશો–૩જો અપકાય પાણીનો જીવવા માટે પ્રસંસા માટે માન માટે પુજા માટે જન્મ મરણુ મુકા-વવા માટે (મોક્ષ માટે) દુઃખથી છુટવા માટે મન વચન કાયાથી આરંભ કરે, આરંભ કરાવે આરંભ કરતાને સારો સમજે તેનું અહીત થાય સાત આઠ કર્મની ગાંઠ બંધાય તેને મોહ થાય માર ખાય ને નર્કે જાય.

ઊદ્દેશો–૪થો તેઊકાય અગ્નીનો જીવવા માટે પ્રસંસા માટે (નામદારી) માન માટે પુજા માટે જન્મ મરણુ મુકાવવા માટે દુઃખથી છુટવા માટે મન વચન કાયાથી આરંભ કરે, આરંભ કરાવે આરંભ કરતા અનુ મોદન કરે તેનુ અહીત થાય અબોધ થાય સાત આઠ કર્મની ગાંઠ બંધાય મોહ થાય માર ખાય ને નર્કે જાય.

ઊદ્દેશો–પમો વનસ્પતિ કાયનો આરંભ જીવીતવ્યને માટે પ્રસંસા માટે માન માટે પુજા માટે જન્મ મરણુ મુકાવવામાટે દુઃખ દુર કરવા માટે મન વચન કાયાએ કરે, કરાવે, અનુ-મોદે તેને અહીત થાય અબોધ થાય સાત આઠ

કર્મની ગાંઠ બંધાય મોહ થાય માર ખાય ને નર્કે જાય.

ઊદ્દેશો—૬થો ત્રશકાય જીવનો જીવતવ્યને માટે પ્રસંસા માટે માન માટે પુજા માટે જન્મ મરણુ મુકાવવા માટે, દુઃખથી છુટવા માટે મન વચન કાયાથી આરંભ કરે, કરાવે અનુમોદન કરે તેને અહીત થાય અબોધ થાય કર્મની ગાંઠ બંધાય મોહ થાય માર ખાય નર્કે જાય.

ઊદ્દેશો—૭મો વાયુકાય પવનનો જીવતવ્યને માટે પ્રસંસા માટે, માન માટે પુજા માટે, જન્મ મરણુ મૂકાવવા માટે દુઃખથી છુટવા માટે ત્રણુ કરણુ ત્રણુ જોગથી આરંભ કરે આરંભ કરાવે આરંભ કરતાને અનુમોદે તેને અહીત અબોધ થાય કર્મની કર્મની ગાંઠ બંધાય મોહ થાય માર ખાય ને નર્કે જાય.

## જૈન સંઘપતિને વિનંતિ

નામદાર સુરતના સંઘપતિજી શ્રી મુંબઇ અને સુરતના મહાજન શેઠ અને ટ્રસ્ટી સાહેબો શ્રી મુંબઇ અને સુરતની પાંજરાપોળના પ્રમુખ અને ટ્રસ્ટી સાહેબો અને શ્રી જૈન દેરાશર જૈન અપાશરા અને ન્યાતના શેઠ પ્રમુખ બીજા આગેવાન મેમ્બર સાહેબોને નમ્ર વિનંતિ કે શ્રી જૈન દહેરાશરજીના અપાશરાના મુંબઇના ધરમના કાંટાના ફંડ જેમાંથી દરેક ખાતાને મદદ થાય છે તે ફંડના ધરમાઊપાટકા ખોડાઢોરના ફંડના કુતરાના દુધના ફંડના નામદાર ઇસ્ટ ઇન્ડીયા કું.

અને સુરતની ડી. કોર્ટના હુકમનામાથી ધર્માદા ઠરેલા શ્રી ખડતલગચ્છના શ્રી શીતળવાડીના અપાશરાના ફંડના સેકડો હજારો ને લાખો રૂા. લોકોએ રાખ્યા છે તે ખાતાઓમાં અગવડ થશે ને ખાતા બંધ થશે માટે વસુલ થવા ખાત્રી ગેરંટી લેશોજી ને દરેક ખાતાનો હીસાબ છપાવી બહાર પડાવશોજી.

ન ખપતી ચહા વીગેરે પીનારાઓ ન ખપતું ખાનારાઓથી ન્યાત જાત સંઘ અને ધર્મ ભ્રષ્ટ થાય છે તે સર્વને માન્ય હોવાથી તેઓને રોકાણ કરવા યોગ્ય લાગતુ હોય તો કરાવશોજી.

જાહેર વીનંતીવાળુ સહી તારીખ વગરનું હેન્ડબીલ છપાવનાર ખુલ્લા જવાબ આપવા હીમત કરશે તે જાણ્યું છેજી. નં. ૧–૨–૩ના પ્રશ્નના સંબંધમાં શ્રીમદ શ્રી આનંદ ધનજી મહારાજા ધીરાજ ફરમાવે છે કે "પુણ્ય પાપ સરખા જાણો એક સરીખી બેડીરે" પુણ્ય સોનાની ને પાપ લોખંડની બેડી છે માટે ત્રણ પ્રશ્નમાં ધર્મ છે કે ધર્મ નથી શ્રીમદ આચાર્યજી શ્રીમદ ઉપાધ્યાયજી શ્રીમદ સાધુજી કરે કે નહિ કરે શ્રાવક સામાયકમાં, પોષામાં, ઉપધાનમાં કરે કે નહિ કરે અને કરે તે કોણ અને ન કરે તે કોણ ? તે લોકીક ઉપકાર અને લોકોત્તર ઉપકાર શ્રીમદ સુરીશ્વરજી મહારાજ પાશે સમજી વીગતે લખાવશોજી આગળ પાછળ કે ફેરફાર હોય તે પ્રેસને લખાવશોજી

બીજામાં સુધારવામાં આવશે શ્રી જૈન ધર્મના દાવાનળ થવું નહી રાગદ્વેષ વધારવા નહી ગાળગલોચ કરવી નહિ જીવ છકાયના સરખાજ છે જુઓ સીધચક્ર તા. ૧૧–૭–૩૪ જૈન ધર્મ તો સાફ કહે છે કે વનસ્પતીનો કે પાણીનો, અગ્નીમાંનો કે વાયુનો મનુષ્યનો કે પશુનો, દરેક જીવ જીવની દ્રષ્ટિએ સરખા જ છે અને સુખ દુઃખની લાગણીઓ થાય છે સીધચક્ર તા. ૩–૪–૧૯૩૫ સાધુઓનો બધો સમુદાય તે સંઘ કહેવાય જૈન પ્રવચન વર્ષ ૪થુ અંક ૨૬ શ્રી વીતરાગનો સંઘ એજ છે કે મુક્તીનો અર્થી જૈન પ્રવચન તા. ૧૮–૮–૧૯૩૩ શ્રાવક શ્રાવીકા તે દુનીયાની ક્રીયાને પાપ માનીને જ કરે છે જૈન પ્રવચન વર્ષ ૪ અંક ૩ લોકો છોકરાને દુધ પાય તેને દાન ગણે છે પણ તે જાણુતા નથી કે એ મોહ છે સીધચક્ર ૧૩-૨–૩૪. રીબાતા પ્રાણીઓના દુઃખના કારણભુત કર્યાનો નાશ ન થાય ત્યાં સુધી તે રીબાતા પ્રાણીઓના દુઃખનો નાશ તેઓ પોતે કે બીજા કોઇ **કરી શકેજ** નહી ન્યાત લોકીક છે **ધર્મ લોકોત્તર** છે સીધચક્ર નાં. ૧–૧–૧૯૩૮ લોકીક અને લોકાત્તર દ્રષ્ટીની દેવ, ગુરૂ, ધર્મ સંબંધી માન્યતામાં આકાશ પાતાળ જેટલું આતરૂં (તફાવત) છે સીધચક્ર વર્ષ ૨ અંક ૧૨ સ્ત્રી, પુત્ર અનાજ પૈસા આદી સંસારી કાર્યમાં મદદ કરનારો શનેપાતવાળાને દુધ શાકર દેનારનિ માફક શત્રુ રૂપજ છે શ્રી મહા-

વીર તત્વ પ્રકાશ પા. ૪૩ લખનાર શ્રીમદ વીજયકેશર સુરીજી મહરાજ બીજાને હાથે **જીવવાના, મરવાના** કે **પીડાવવાના સુખી દુઃખી કરવાના** વીચારો કે બુદ્ધી થવી તે જીવને કેવળ મોહથી ઉત્પન્ન થતી કલ્પનાઓજ છે. શ્રી સીધચક્ર વર્ષ ૨ અંક ૧૯ ચૈત્ય અને ઉપાશ્રયને અંગે છ કાયનો આરંભ થાય છે તેથી હીંસાનો ઉપદેશ પણ સાધુ આપે નહી જૈન પ્રવચન તા. ૧૦-૧૦-૧૯૩૩ પાનું ૩૩૫ આજે સાધુનો વેશમાં રહેવા છતાં પણ જ્ઞાનને નામે ચોખ્ખો પાપનોજ પ્રચાર કરી રહ્યા છે. જૈન પ્રવચન તા. ૨૪-૧૧-૧૯૨૯ પાનું ૨૬૨ ત્યાગીના વેશમાં રહેવા છતાં પણ ધર્મને બહાને આરંભ સમારંભના ઊન્માર્ગે ચઢાવનારા ત્યાગી નથી જૈન પ્રવચન તા. ૩૧-૧૨-૧૯૩૩ પાનું ૩૭૦ શીલવ્રતથી રહીત કુપાત્રોને જે દાન દે છે તે લોહીથી ખરડાએલા લુગડાને રૂધીર (લોહી)થી ધોવાનું કાર્ય કરે છે જૈન પ્રવચન તા. ૧૪-૭-૧૯૨૯ સાધુએ છોડયું તે શ્રાવક શ્રાવીકા છોડવા જેવું માને. જૈન પ્રવચન તા. ૨૦-૨-૧૯૩૮ જુઓ જૈન સાધુ નામની ચોપડી પાનું ૧૫ ગૃહસ્થો માટે જુદો ધર્મ નથી **ધર્મ તો જે છે તેજ છે** વીરતી એજ ધર્મ છે સાધુ સર્વ વીરતીવાળા ને ગૃહસ્થપણામાં જેટલા વ્રત થાય તેટલો ધર્મ બાકીના અવીરતીના યોગે ગેરલાભ ને આશ્રવનું કારણ થાય જૈન પ્રવચન તા. ૬-૩-૧૯૩૮. સીધચક્ર

તા. ૧૦–૪–૧૯૩૩ નવ તત્વનું જ્ઞાન **જ્ઞાનદાન** કહેવાય તે સીવાય **સોલીસીટર બેરીસ્ટર** વીગેરે **વેવહારીજ્ઞાન અજ્ઞાનદાન છે** કારણુ કે સંસારમાં ડુબાડવાનું **પરમ કારણુ** છે. શ્રીમદ રામચંદ્રસુરીશ્વરજી ગામ વાપીમાં ફરમાવ્યું કે **અસંયતી અપચ્ચખાણી અવ્રતી ને સુઝતો અસુઝતો, પ્રાસુક, અપ્રાસુક** દેવે તેને **એકાંતપાપ** શાખ સુત્ર ભગવતી શતક ૮ ઉદ્દેશો ૬ જૈન પ્રવચન તા. ૨૩–૧૨–૧૯૩૪ પાનું ૩૦૯ **સાધુથી ફંડ ઉઘરાવાયજ નહી** જૈન પ્રવચન તા. ૩૦–૬–૧૯૩૫ પા. ૫૬ ખાવાનો ત્યાગ કરવો એ ધર્મ રસોઇ ખાવી **એ ધર્મ નથી** જૈન પ્રવચન તા. ૧૩–૩–૧૯૩૮ ભુખ્યાની દયા તે દ્રવ્ય દયા ને પાપીની દયા તે ભાવ દયા છે જૈન પ્રવચન તા. ૫–૮–૧૯૩૪ શ્રી તીર્થંકર દેવ પણુ જગતનું દારીદ્ર ફેડી શકયા નથી જૈન પ્રનચન તા. ૨૫–૮–૧૯૨૯ પાનુ ૧૧૦ એજ દ્વાદશાંગીને પામીને પુર્વે અનંતા આત્મા ડુબી ગયા વર્તમાનમાં સંખ્યાબંધ ડુબે છે અને ભવિષ્યમાં અનંતા આત્મા ડુબશે સીધચક્ર તા. ૨૩–૭–૧૯૩૮ સામાન્ય રીતે **અસંયતો** છકાયની હીંસા કરનાર હોવાથી **તપેલા લોઢાના ગોળા** જેવી ગણુાય છે જૈન પ્રવચન તા. ૧૩ તા. ૧૩–૧૧–૧૯૩૮ ધર્મ એ આત્માનો ગુણુ છે. આત્મા સીવાયની બધી વસ્તુ પર છે **પરવસ્તુને** પોતાની માનવી એ **અધર્મ** છે જૈન પ્રવચન તા. ૭–૭–૧૯૨૯ પ્રભુ એ ફરમાવ્યું છે કે

મુનીઓને આધાકર્મી અને આહુંત દોષથી દુષીત આહાર કલ્પે નહીં જૈન પ્રવચને તા. ૧૯–૩–૩૯ પા. ૨૯૨ મોક્ષનું દાન એજ પરોપકાર છે વીપરીત દાન એ વસ્તુત પરોપકારજ નથી વિરશાશન શં. ૧૯૯૪ આશો સુદ ૧૩ શુકર શ્રીમદ ઉમા સ્વામી મહારાજ શ્રી તત્વાર્થ સુત્રમાં ફરમાવે છે કે લોકીક કલ્યાણનીજ આકાંક્ષા છે તે દાન બાહ્યથી દયાદાનનો ભાષ કરાવનાર હોવા છતાં દયાદાન પણ નથી સખાવતથી ધર્મની વૃદ્ધી થતી નથી કીન્તુ અટકે છે આ વસ્તુ સમજવા જેવી છે ૪. સાધુપણુ પાંચ મહાવ્રત પાંચ સમીતી ત્રણ ગુપ્તી ત્રણ કરણ ત્રણ જોગથી લઇ ન પાળે તે મહાપાપી છે. શ્રી મહાનશીથ સુત્રમાં ૫ ૫ ૫ ૫ ૫ ૫ ૫ ૫ ૫ આચાર્ય નામ ધરાવી નર્કે જશે ફરમાવ્યું છે. ઉપરના જવાબ ધર્મ છે છે કે ધર્મ નથી એવો સીધો જવાબ આપી માણસાઇ ગૃહસ્થાઇ જાહેર જનતાને બતાવશોજી.

૧૨–૫–૩૯ એમ. કે. જૈન

ગોપીપુરા મોટી સડક સુરત.

શ્રી તીર્થંકર દેવના વચન જૈન શાસ્ત્ર અનુસારે શ્રી સુરીશ્વરજીએ ફરમાવ્યા તે સમજુ માણસ આત્મ કલ્યાણ માટે પરમાર્થ માને આરાધી આત્મ કલ્યાણ કરે બીજા અણસમજુ ગાંધીના પડીકા બાંધવાના કામમાં લે તેના કરતા સારા ઉપયોગની આશા જાહેર જનતા ન રાખે.

## નીષેધ

સીધચક્ર મે ૧૯૩૯ પાનું ૩૪૯

ભગવાનની દ્રવ્ય પુજાનો કે જીનગ્રહુનો વ્યાપાર કરવો નહી એટલા પુરતો જ **નીષીહિ** શબ્દથી કરાયલો **નીષેધ** છે.

## સાવદ્ય નીર્વંદ્ય

શ્રીમદ માણેક મુનીજી પાછળથી શ્રીમદ માણેકસુરીજી શ્રી આચારંગ સુત્ર મુળ નીર્યુકતી અને ટીકાના ગુજરાતી ભાષાંતર પાનું ૨૬૧

જેને સાવદ્ય નીર્વંદ્ય વચનનું જાણપણું નથી તેને બોલવાનો પણ અધિકાર નથી તો તેને ઉપદેશ આપવાનો અધીકાર કયાંથી હોય ?

સારાંશ=ઉપદેશ આપવા પ્રભુની આજ્ઞનથી કારણ કે સાધુપણું પચખું ત્યારે સાવદ્ય જોગનો તીવીહેણું તીવીહેણું પચખાણુ કર્યા છે તેથી **મન વચન કાયાથી** જૈન સાધુ હોય તેનાથી **સાવદ્ય જોગ** સેવાય નહી.

પ્રભુએ જૈન શાસ્ત્રમાં ઊઘાડે મોઢે બોલે તેને સાવદ્ય જોગ ફરમાવ્યો છે શ્રી પ્રશ્નોત્તર રત્નચીતામણીમાં પાનું ૨૫૨ પ્રશ્ન ૧૭૭માં ભરૂચવાલા શેઠ અનુપચંદ મલુકચંદે ખુલ્લા મોઢે બોલવાથી સામાયકમાં દોષ લાગે છે છાપ્યું છે.

## નીસીહી (ત્યાગ)

શ્રી જીન પ્રતીમા પુજન સ્વરૂપ પા. ૧૩.

લેખક વ્યાખ્યાન વાચસ્પની અનુયોગાચાર્ય શ્રીમદ વિજયમોહન સુરીશ્વરજીના પટધર શીષ્ય પન્યાસ પ્રવર શ્રી પ્રીતી વીજયજી ગણીવર લીટી. ૧૫.

૩. ચૈત્યવંદન કરવા સમયે **દ્રવ્ય પુજાના ત્યાગ** કરવા રૂપ ત્રીજી **નીસીહી** કહેવી.

## નીસીહી (ત્યાગ)

પાંત્રીસ બોલ

રચનાર શ્રી ગુણમુનીજી મહારાજ

છપાવી પ્રસીદ્ધ કરનાર શેઠ નવલચંદ ખીમચંદ

પાનુ. ૧૧૮ લીટી. ૧૫

પ્રભુ પુજા સંબંધી કાર્ય **ત્યાગ** કરવા રૂપ ત્રીજી **નીસીહી** કહી ચૈત્ય વંદન કરવું.

મુંબઇ સમાચાર તા. ૧૦ ઓગસ્ટ ૧૯૩૯ પા. ૧૪

ભાષણ કરનાર મુનીરાજ શ્રી કનક વીજયજી

શરીર લક્ષ્મી, કુટુંબ.

શરીર, લક્ષ્મી, કુટુંબ ત્રણે પારકા છે તમારી માન્યતા શરીર મારૂ છે, લક્ષ્મી મારી છે, કુટુંબ છે પરંતુ એ માન્યતા તદન ખોટી છે શરીર પર છે લક્ષ્મી

પર છે કુટુબ પર છે જ્યાં વસ્તુની કીમત નથી ત્યાં સાચો માર્ગ જડતો નથી.

નીયુકતીમાં પાછળથી ઉમેરેલો છે.

મુંબઇ સમાચાર તા. ૧૩-૮-૧૯૩૯ રવીવાર પાનુ ૫૪

શ્રીમદ વીજય રામચંદ્રસુરીના શીષ્ય મુનીરાજ શ્રી કનક વીજયજી મહારાજના વાખ્યાન, નીયુકતીમાં પાછળથી લખનારાઓએ ઉમેરેલો છે.

## સમાપ્ત